श्री वितरागाय नम.

એક સ્ત્રીએ બુદ્ધિથી મેળવેલી મહાન ફતેહ.

# ચતુર સ્ત્રીનો ચીડીયો ભરથાર."

---

રચી પ્રસિદ્ધ કરનાર,

**શા. મણીલાલ ન્યાલચંદ.**

દહેગામ નિવાસી

---

પ્રથમ આવૃત્તિ　　　　પ્રત ૧૦૦૦

સવંત ૧૯૬૯　　　　સને ૧૯૧૩

કીંમત ફક્ત એક આનો.

અમદાવાદ:—શ્રી "જ્ઞાનમન્દિર" પ્રીન્ટીંગ પ્રેસમાં
શંકરરાય અમૃતરાયે છાપ્યું.

ૐ નમઃ સિદ્ધં

# " ચતુરાની ચતુરાઈ "

## પ્રકરણ પહેલું.

### રાજ રત્ન

આશકની ઈશ્કાઈમાં અતિશય આતુર થએલી જેને ભરયુવાન અવસ્થાના કામવિકારથી ચિત્તમા નવીનજ લ્હેરી લાગેલી છે એવી સુદર ગુલાબની મનમોહક કળીની સમાન કોમળાગી લલીત લલનાઓ કોના મનને હરણ નહિ કરે!




ઠીયાવાડના ઝાલાવાડ પ્રગણામા સુંદરપુર નામનુ આશરે હજારેક ઘરોની વસ્તીવાળું એક સાધારણ પણ સુદર ગામ હતું જો કે સાધારણ સ્થીતિવાળું અને તે કંઇક નાનુ હતું, તો પણ આ ગામ દરબારી હોવાથી તેમજ આ ગામનો દરબાર શોખીન હોવાથી તેણે સુદરપુરની શોભામાં સારી રીતે વધારો કર્યો હતો. શેઠ શાહુકારોનાં ભવ્ય મકાનોની સુંદર બાંધણીઓ તેમજ અમલદારવર્ગનાં રમણીય મકાનોથી આ નાનકડા શહેરની આબાદી આજકાલ સારી જાહોજલાલી ભોગવી રહી હતી. જે જગ્યાએ પ્રથમ જગલનો દેખાવ નજરે પડી રહ્યો

હતો, અને જ્યાં વાઘ વરૂ ઇત્યાદિ ભયંકર પ્રાણીઓ અત્યંત ઘીચ ઝાડીમાં ભરાઇ રહી ઘણા જીવોને હેરાન કરતાં હતાં, જ્યાં માનવનુ નામ નિશાન પણ જોવામા આવતું નહોતું, કોઈ વખત કદાચિત શિકારમાં આસક્ત એવા શિકારી માણસો પોતાના ઘાતકી જાનવરોને સાથે લઇને શિકાર કરવાને આવતા, એવું એક વખતે જંગલના દેખાવોથી ભરપુર એવી આ જગ્યાએ અત્યારે આપણે કેટલો બધો ફેરફાર જોઇ શકીયે છીયે, જે વખતે આપણી વાર્તા શરૂ થાય છે, તે વખતના દરબાર દોલતસિંહ પોતાના સ્ટ્રેટના પ્રમાણમાં ઘણાજ હોશીયાર અને ચતુર ઠાકોર હતા. પોતાના પિતા કેશરીસિંહ ઠાકોરના વખતમાં તો તેઓ માત્ર નામનાજ ઠાકોર ગણાતા, કેમકે તેઓ સ્વભાવે સરળ હોઇને તેમજ જોઇતા પ્રમાણુવાળી કેળવણીના અભાવે નાના ગામના મુખી મતાદાર જેટલોજ કારોબાર ચલાવતા, જેથી ગામના કેટલાક લોકો તો તેમને ગણુતરીમા પણ ગણુતા નહિ. પરન્તુ આપણી વાર્તા શરૂ થાય છે તે વખતના તેમના વારસ ઠાકોર દોલતસિંહ અને તેમના પિતામા ઘણોજ તફાવત જણુાતો હતો. આ ઠાકોરે પોતાના સ્ટેટમાં વધારો કરી સત્તામા પણ વધારો કર્યો હતો. તેમજ પોતે ઠાકોર હોવા છતાં પણ પોતાના ગામમાં દાખલ થયેલી દિવાની ફોજદારીના વડા તરીકેના ઇન્સાફનુ કામ પણ પોતેજ કરતા. દરબારી ગામ હોવાથી અને પોતાના ભાયાતોની સંખ્યા વધારે હોવાથી, તેઓના માઢો (રહેવાના મકાનો) જુદાં જુદાં આવેલા છે, એક તરફ તેઓના દૂરના સગાનો માઢ આવેલા છે. જેમાં લગભગ ત્રણસો મકાનો આવેલાં છે બીજી બાજુએ તેમના નિકટના કાકા માનુભાનો માઢ આવેલો છે, તેમજ તેઓના અત્યંત નજીકના કાકા મોતીભાનો માઢ એક તરફ

આવેલો છે, જ્યારે બીજી બાજુએ શેઠ શાહુકારોનાં મકાનો તેમજ બીજી જાતિયોનાં મકાનો આવેલાં છે. શરીયામ માર્ગમાં બજારની ગોઠવણી સારી રીતે કરવામાં આવી છે અને તે ગામની આસપાસ ફરતા કિલ્લાના દરવાજા સુધી લાંબી રચના શહેરની શોભાને વધારો કરે છે, તે નવાઇ જેવું છે. નગરના કિલ્લામાં દરબારી રાજ્યખાતું રહે છે. દરેક નરનારીઓને બહાર જવાનો રસ્તો ત્યાં આગળથી પસાર થાય છે. તેમજ પાણી ભરનારી નાના મોટા ગૃહસ્થની પનીહારીયોને પણ પાણી ભરવાને માટે ત્યાંથી જવું પડે છે. પોતાના મહેલની બારી ઉપર કદાચ ઠાકોર બહારના ખુલ્લા પવનના ઇરાદાથી બેસે. તો નગરની બાહિરના તેમજ પનીહારીયોના દરેક બનાવો જાણી શકે, ઠાકોર જોકે પોતે ન્યાયી, બહાદુર, ચતુર અને દરેક રીતે રાજ્યને યોગ્ય હતો, છતાં પણ સ્વાર્થ આ જગતમા દરેકને લાગેલોજ છે, તેને લઇને તે બીજા કરતાં પણ પોતાનો સ્વાર્થ પ્રથમથીજ સાધી લેતો. જો કે તે ચતુર હતો તથાપી ઘણી વખત રાજ્યમદથી કાર્યાકાર્યનો વિચાર કર્યા વગર વગરવિચાર્યું કરવા ચુકતો નહિ. આ જગતમાં પોતાનો સ્વાર્થ પ્રથમ સાધવો એ તેનુ મૂળ સૂત્ર હતુ, આ કારણને લઇને રૈયતની પૂર્ણ રીતે પ્રીતિ મેળવવાને તે માત્ર કમનશીબજ હતો. તે સાથે તેની બહાદુરી માટે પણ આપણે તેની પ્રશંસા કરીશુ, કેમકે અત્યાર સુધીમાં તેણે કેટલાક બહાદુરી અને શૂરવીરતા યુક્ત કામો કર્યાથી આજુબાજુના રજવાડામાં તેની કીર્તિ યશોગાન કરી રહી હતી. તેને લઇને મોટા મોટા રાજ્યોમાથી તેને સુંદર લાવણ્ય યુક્ત કન્યાઓ મળી હતી. આપણી વાર્તાની શરૂઆતમાં તેને લગભગ ચાર રાણીઓ હતી. તેઓ સલાહ સંપથી ( Harmoniously ) એન-

પણીયોની માફક હળીમળીને પોતાના દીવસો આનંદમાં ગુજારતી, રાજા પણ તેઓમાંની દરેકને સરખે દરજ્જે સાચવતો, આને લઇને રાજાને અગર તેઓમાં કદાપિ વૈર–વિરોધ વધતો નહિ. કોઇ કોઇ વખતે રાજા રાત્રે પોતાની રૈયતનુ સુખદુઃખ જાણવાની ખાતર બહાર પણ નિકલતો. રાજા લોકો પોતાની રૈયતના મોથી પોતાના વખાણ સાભળી બહુ ખુશી થાય છે. મોટા લોકોના સ્વભાવજ તેવા હોય છે, આવા પ્રકારના કારોબારમા ચતુર માણુસો ફાવી શકે છે, કારણ કે તેઓ વખતના અને દાવપેચના આ જગતમા વિસ્તૃત અનુભવથી માહિતગાર થએલા હોય છે, તેમજ આ ઠાકોરના વખતમા પણ કારભારીયો વખત આવે પોતાનુ કામ કરવા ભૂલતા નહિ આ જગતમા સ્વાર્થ એવી વસ્તુ છે કે જે પ્રત્યે માણુસો બીજાના હિતની વાત ભૂલી જઈ પોતાનાજ કાર્યને ત્વરાથી સિદ્ધ કરે છે અને તન મન અને ધનથી પણુ તેઓ કદાપિ પાછળ હઠતા નથી, નાના ક્ષુદ્રથી મોટા ઇદ્ર સુધી પણ સ્વાર્થે કોઇને જીવિત પર્યંત સહીસલામત રાખ્યા નથી. મોટા વિદ્વાનો અને મુનિવરો પણ સ્વાર્થમા લોભાઇ પરમાર્થને ભૂલી જાય છે. એવા સ્વાર્થથી કોઇ વિરલા શરવીર જનોજ માત્ર છૂટવા પામશે, એ નિસદેહ છે.



# પ્રકરણ ૨ જું.

## "સુંદરી દર્શન"



વસંતઋતુના દીવસો સર્વ સુંદરપુર નિવાસી નરનારીના દીલડામા આનંદ દાયક લ્હેરીયો વરસાવી રહી કાંઈક ગરમી મીશ્રિત ઠંડી શીતલ પવનની સુખકારી લહેરોથી યુવાવસ્થામા ઝુકાયેલ શોખીન નરનારીયોનાં મન મદનના તીક્ષ્ણ બાણથી વિંધાયાં છતા પ્રેમરસનુ પાન કરવામાં તલ્લીન બની પોતાના અમુલ્ય માનવ જીવનની સાર્થકતા માટે પોતાની નશીબદેવીનો આભાર માનતા હતા. આસપાસની વૃક્ષાદિકની રમણીય રચનાઓ અને બગીચાની સુંદર ખીલેલી ઘટનાઓ પોતાના ઉપર ઉપકાર કરનાર વસંતના જાણે આભાર માનવાની ખાતર તેને ઝુકી ઝુકીને સલામો આપી રહ્યા હતા. આહાહા! સર્વ પક્ષિઓમા શિરોમણિ સમાન અને વિદ્વત્વર્ગને આનંદ ઉપજાવનાર તેમજ સર્વ નરનારીઓ એકે અવાજે જેણીના વખાણ અને યશોગાન ગાઈ રહ્યાં છે, અને હ્રદયથી જેણીને ચાહે છે, એવી મીઠી મધુરી વાણીવાળી કોયલના સમીસાંજના મધુરા શબ્દો આનંદના વરસાદને વરસાવતા અનેક દંપતીના સુકોમળ દીલને શાંતિ આપતા છતા તથા વિરહીણી સ્ત્રીઓના હ્રદયને વ્યાકુળ કરતા છતા તે બીચારી સતી અને સાધ્વી સ્ત્રીયોને પતીવિરહના દુ:ખમાં વધારો કરી વારવાર સતાવી રહ્યા

હતા. કુદરતકળા ન્યાળી છે, એકજ જાતના શબ્દો જ્યારે અન્ય જનોના હૃદયને સુખશાતિ આપે છે, તો તેના સાભળવાથી બીજાને દુઃખ થાય છે, જ્યારે એકને તે ઘણાજ પ્રિયકર છે, ત્યારે બીજાને માટે તેના દીલના ઘાતક બલ્કે તેના જીવલેણ થઇ પડ્યા છે, અને પલકે પલકે દુઃખને વધારતા છતા તેને રીબાવી મુઝવણમાં વધારો કરતા જાય છે અરે! આ જગતમાં સુદર કઇ વસ્તુ હશે, કે જે દરેકને પ્રીય હોય? એવી કોઇપણ વસ્તુ આપણને માલૂમ પડશે નહિ, આ દુનિયામાં જે જેને પસંદ પડે તેજ સુદર ગણી શકાયછે, આવી વસંતઋતુ શ્રીમંતવર્ગને ઘણીજ પ્રીયકર હોય છે, એવા દિવસોમાંના એક દીવસે રાતના વખતે વસંત વિહારને યથેષ્ટ વિલાસ કરનારો ઠાકોર સાંજના પુર્ણીમાના પ્રકાશયુક્ત ચંદ્રમાનાં શીતલ અને શાંતિદાયક કિરણોનો અનુભવ કરતો પોતાના નગરમા કોઇ ન જાણી શકે તેવી રીતે ચારે તરફ નગરની રચનાનુ અવલોકન કરતો ચાલ્યો જાય છે. નવનવા વિચારોથી ઉભરાઈ જતા દીલ વડે ઠાકોરનુ મન હાલમાં કોઇ અવનવા સયોગોના તાબે થયેલુ હતું; માણસ શુ ધારે છે, અને દૈવ તેને ક્યા લઈ જાય છે, જો માણસની ધારણાને ધુળધાણી કરવામા સમર્થ થઈ શકે તો દૈવ વિના કોઈ શક્તિવાન નથી. ઘડીમા શુ હોય છે, ને પલકમાં દૈવેચ્છાથી શુ થઇ જાય છે, આપણો ઠાકોર નગરમાં ફરતાં ફરતાં પોતાના કુટુબીયોના માદને જોતો જોતો કોઇ શ્રીમંતના મકાન આગળ આવેલો છે, ત્યા તેના જોવામા કાઇ નવીનજ આવ્યુ.

સુંદરપુર શહેરની શોભારૂપ તેના અલંકારરૂપ હવેલીમાંની એક બાજુએ એક નવતર સુદર યુવતી કે જેણીને બાળા કહીએ તો પણ

ચાલી શકે કેમકે પરણીને હજુ જેણીને પતિ સુખનો સ્વપ્નામાં પણ અનુભવ થયેલ નથી, એવી સત્તર વર્ષની દીલચમન યુવતીને પહેલે મજલે બારીમાં ઉભેલી નિરખતાંજ તેના હૃદયમાં એક ધ્રુજારી પ્રસરી ગઈ, એટલુજ નહિ બલ્કે ઠાકોર સાહેબનું આખું શરીર કંપાયમાન થવા લાગ્યુ. બેશક તેણીને જોતાજ પોતે કયા ઉભો છે, તેનુ ભાન-પણ ભૂલી જઇ ન્યાય નીતિને પણ વિસરી ગયો; ઠાકોર દોલતસિંહ ગાંડાતુર જેવો બની મોહમુગ્ધ થઈ ગયો. સત્તર વરસની નવ યુવાન સુદર સુદરી પોતાની બારીમાથી રાત્રીએ ચંદ્રના કિરણોને નિરખતી નિર્દોષ આનંદ ભોગવતી પોતાની પ્રીય સખી સાથે પોતાનો વખત ગુમાવતી હતી, અને પતિ સમાગમના સુખની ઝાંખી ઝાંખી ઝખના અ-વસરે થયા કરતી તેથી દીલગીર થતી હતી. જો કે નાગરની ન્યાતમાં મોટી ઉમંરે લગ્ન થાય છે, તો પણ આ ખાનદાન ગણાતા ધનાઢય નાગ-રની કુંવરીનાં બચપણથીજ લગ્ન કરવામાં આવ્યાં હતાં, જેણીનુ સાસરૂ લગભગ અહીથી પચ્ચાસ ગાઉના અંતરે હતું. તેણીને સાસ-રામાં પણ સારૂ હતું. કમળના પુષ્પ સરખી. સુકોમળ બાળિકાનુ નામ પણ કમળાકુમારીજ રાખવામાં આવેલુ હતું. પોંતાના દર્શન માત્રથી ઠાકોર સાહેબના હોશકોશ ઉડી ગયા છે, તેનુ આ નિર્દોષ આનદ અનુ-ભવતી સુદર યુવતીને કયાથી ભાન હોય ! આજે તેણી પોતાના માલી-કની નજરમા સપડાઇ જતા પટકાઇ ગઈ છે, તેમાટે ભવિષ્યમા તેણીને કેટલુ ભોગવવાનુ નિર્માણ થયુ છે, તેની તેણીને લેશ માત્ર પણ ખબર નથી, અરેરે ? બિચારી સરળ હૃદયની ગુલાબની કળી સમાન સુંદર સુંદરીને જ્યારે દુ ખ સામુ દેખાશે ત્યારે તેણીની કોમલ લાગણી કેટલી બધી દુઃખાશે ! તેનું દુ.ખ તેણીને કેટલું બધુ દુઃખી કરશે.

ભલે ! નગરના રક્ષક દેવતા તેણીને સહાય કરો, અને તેણીના દુઃખને દૂર કરી સુખ શાંતિ આપો ! વિનોદમા કેટલોક વખત પસાર કરી પોતાની સાહેલીને તેણી અંદર ખેંચી ગઇ પરન્તુ આપણા ઠાકોર સાહેબની નજર આગળથી તો દૂર ખસતોજ નથી તે સાહેબ તો બેભાન સ્થીતિમા ગોથા ખાતા તેણીની ગુરતાનુ જ ધ્યાન કરતા ઉભા હતા અહો, ! કુદરતે જગતમા કેવા પાત્રો નિર્માણ કરેલા છે વિધાત્રાની રચના કેવા પ્રકારની વિલક્ષણ જણાય છે કે જેણે આવા પ્રકારનાં પાત્રો જગતના પુણ્યાર્થી જીવોને માટે પુણ્ય ભોગવવા સરજ્યા હશે ? અરે ? જગતમા આજસુધી હુ રાજા લોકોને જ ભાગ્યવંત માનતો હતો, પરન્તુ જગતમા ભાગ્યવંત ઘણા રત્નો જોવાય છે ખરેખર જેણીએ પોતાના વદન કમળથી ચંદ્રમાની લક્ષ્મીનો તિરસ્કાર કરેલો છે, એવી આ મનોહર અપ્સરાના ખાવિંદને ( husband ) ધન્ય છે, જેણીએ પોતાની રૂપકળાથી અને સૌંદર્યતાથી સર્વજગતને તૃણ તુલ્ય કરી દીધુ છે, એવી સુંદરતાનો સ્વાદ લેનાર આ સુંદરીના ભોગી ભ્રમરનુ જીવતર ધન્ય છે ? જે સુંદરીના ગુલાબની રક્તતાનો પણ નાશ કરનારા રક્ત લાવણ્યવાળા ચકચકીત અને ચળકાટ કરતા સુંદર કપોળ ચળકી રહ્યા છે, તેના ઉપર ચુંબન કરનાર એવો આ જગતનો જે પ્રાણી હોય તેણે જ જગતનુ સર્વસ્વ જીતેલુ છે જગતના રક્ષકની જેણીની ઉપર એટલી બધી કૃપા રહેલી છે, એવી આ સુદર સુંદરી જે પુરૂષની ગોદમા બેસશે, તેવા ભાગ્યવંત નરનો અવતાર સર્વાંશે કૃતાર્થ અને સફળ થએલો ગણાશે. એવી રીતે અનેક પ્રકારના વિચાર રૂપી વાતાવરણમાં છવાઈ રહેલા ઠાકોર સાહેબ ઘણીવારે જ્યારે જાગ્રત થયા, ત્યારે તો કાંઇ પણ તેમના જોવામાં આવ્યુ નહિ, રાત ઘણી

વીતિ ગઈ છે, કોઈ જાણશે તો પોતાની ઇજ્જતને નુકશાન થશે, પોતાના દેવાશીકુળમા ખાપણ લાગશે, "કાળ જશેને કહેણી રહી જશે." તેમ સજ્જને માટે મારે માથે મહેણું રહી જશે, તેવા લૌકિક ભયથી જેમ બને તેમ પોતાને મહેલે જવુંજ જોઇએ, આ મકાનની પોતાને માલૂમ પડી છે કે આ મકાનતો શહેરના પ્રખ્યાત નાગર ગૃહસ્થ કર્પૂરચંદ જે આપણો માનીતો છે, જેની સાથે મારે મિત્રાચારી જેવો સબંધ છે, એવા શ્રીમંત નાગરગૃહસ્થનું આ મકાન છે, મારા ધારવા પ્રમાણે તેમનીજ આ કમળાકુમારી નામની પુત્રી હોવી જોઇએ, ખેર? ગમે તેમ થાય તોપણ એક વખત આ કુંવરી સાથે જો આપણો સબંધ ન થાય તો આપણા જીવતરને ધિક્કાર છે, ગમે તે ઉપાયે કરી તેણીની સાથે મોજ તો માણવી જ જોઇએ, તેણીને જોતા મારૂં મન બહુજ આકુળવ્યાકુળ થઈ ગયું છે, કોણ જાણે! તે બાળાએ મને શું કર્યું, તેણીનામા એવી તો વિચિત્ર જાદુઈ શક્તિ રહેલી છે કે જે શક્તિના ભોગથી હું એ હાલ થઈ ગયો છું, એમ અનેક વિચારમાં ઝુકાયેલો ઠાકોર પોતાના મહેલ તરફ રવાને થયો.



# પ્રકરણ ૩ જું.

## "સાસરાને ઘેર જમાઇ"



પૈસા ટકાના સુખથી માણસો આ જગતમાં પોતાનુ જીવન સારી રીતે નિભાવી શકે છે, એટલુંજ નહિ પણ શ્રીમતાઇ વડેજ એશ આરામ ભોગવતા માનવો આ દુનિયામા અમન ચમનથી સ્વપ્ન માફક અથવા તો પાણીના રેલાની માફક પોતાના દીવસો ગુમાવે છે. જગતમા પૈસા વગરની જીંદગી દરેકને અકારી લાગે છે. પૈસા વિનાનુ જીવતર નકામુંજ ગણાય છે, માટે દરેક મનુષ્ય પૈસા કમાવાને તનતોડ પ્રયાસ કરી હરેક રીતે તેને મેલવવા યત્ન કરે છે. પૈસા એજ માનવનુ ભુષણ છે, તેનાથીજ આ જગતમા તે મોટો અને માનવતો મનાય છે, ( wealth is power ) તેને જીવનની અમુલ્ય શક્તિ કહો, યાતો ગમે તે કહો પરન્તુ જીંદગીનુ અમૂલ્ય સૂત્ર ધનજ કહી શકાય છે. તેના વગર ગુણવાન માણસની પણ કદર થતી નથી, અને તે ગુણે કરીને હીન એવા જનોને પણ નૂર આપી કાંતિમય બનાવી ઉન્નતિના શિખરે મુકી દે છે આહા? ધન તને બલીહારી છે? કે દરેક જણ તારી ઉપર વારી જાય છે આપણા નાનકડા શહેરમા કર્પૂરચંદ શેઠ વેપારમા બાહોશ નરની ગણતરીમાં ગણાતા, ગામમા તેમજ આજુબાજુના ગામોમા તેમનો વહીવટ સારી રીતે ચાલતો હતો. પૈસા પેદા કરવો એજ તેમના જીવનનુ મૂળ સૂત્ર

હતું અને તેને લઇને તે વ્યવહારીક કળામાં સારા કુશળ હતા. તેમની કળાકુશળતાથી ગામના લોકોનો ચાહ તેમણે સારો મેળવ્યો હતો, એટલુંજ નહી પરન્તુ પોતાની અનેક પ્રકારની કળા કુશળતાથી દરબાર વર્ગના પણ માનીતા થએલા હતા, તેઓ પોતાની બાહોશીથી પોતાના કુટુંબનું ભરણ પોષણ કરતાં પણ સારૂ કમાણી સંગ્રહ કરવાને ચુકતા નહિ, પોતાના ઘેર નોકર ચાકર વર્ગ પણ જોઈતા પ્રમાણમાં રાખવામા આવેલો હતો. નાનકડા દરબાર જેવો પોતાના મકાનનો દબદબો બહારથી જણાઈ આવ્યા વગર રહે નહિ, કર્પુરચંદની સ્ત્રીનું નામ ચિત્રકળા હતું. તેણી ઘણી સાધ્વી સુશીલ અને સદા પતિ સેવામા તત્પર રહી કોઈ દિવસ પોતાના પતિને પોતા તરફથી લગાર માત્ર પણ ઓછુ આવવા દેતી નહી, આવા પ્રકારના કેટલાક ઉત્તમ ગુણો પોતાની એકની એક પુત્રી કમળીગૌરી નામેની હતી, તેણીને વિશે જાણે પરંપરાથી ઉતરેલા હોય તેમ તેની નાની ઉમરમાં નિવાસ કરીને રહ્યા હતા. ઘરમાં સારા માણસનો સમાગમ માણસને ભાગ્યથીજ થાય છે, કેમકે પૈસો હોય તો પણ માણુસો એટલાં ખરાબ હોય છે, કે લગાર પણ વિશ્રાતિ લેવા નહિ દેતા ઉલટાં પજવવા માડે છે, આથી માણસનુ મન કંટાળી જાય છે, અને હરેક વસ્તુથી દીલ ઉઠી જાય છે, પરન્તુ આપણા શેઠ કર્પૂરચંદને તેમાનુ કાંઈ પણ નહોતું, તેઓના હુકમનાં સર્વ કોઈ દાસ હતાં, તેમને પાણીને ઠેકાણે દૂધ મળતું, તેમની આજ્ઞા કોઇ પણ અનાદર કરી શકતુ નહિ, એ બધુ તેમની માયાળુ વૃત્તિ અને કળા કુશળતાથી તેમજ અવસરને યોગ્ય તેમની કરણી ઉપર આધાર રાખતુ હતું તે સાથે પરોપકારનાં કાર્ય કરવામાં પણ તેઓ આગલ પડતો ભાગ લેતા હતા. આવા પરગજુ અને ઉદાર દીલના

માણસને પૂર્વકૃત શુભકર્મના ઉદયે સર્વ સુખ સંપત્તિ મળે, તો તે યોગ્ય ઠેકાણેજ છે એમ કહેવાય.

એક વખતે તે વિચાર તરંગમા લીન થયો છતો પોતાના મહેલના બહારના ઓટલા ઉપર બેઠેલો છે, એવામા કોઇ વીશ બાવીશ વરસનો તરૂણ યુવક તેની નજરે પડ્યો, તેને જોતાંની સાથેજ તેની આંખે એટલુ તો કળી લીધુ, કે તે કોઈ ભાગ્યવાન પણ વખાનો માર્યો દુખશી બેહાલ થયેલો નોકરીની આશાએ આવેલો હશે, એમ તેને પૂછતા તરતજ માલૂમ પડ્યુ તેનુ નામ ઠામ પૂછતા પોતાનો જમાઈ છે એમ તેણે જાણી લીધુ, પરન્તુ નાનપણમા લગન થયાથી કોઇ રીતે અત્યારે ઓળખ પડી નહિ પોતાનો જમાઇ વખાનો માર્યો ને રખડતો આવેલો જોઇ, તેને ઘણુ લાગી આવ્યુ, તેથી તેને કહ્યુ કે જો તમે તમારા ગામનુ તથા તમારા બાપનુ નામ ફેરવીને અહી રહેવા માગતા હો ? તો હુ રાખવા તૈયાર છુ પેલા યુવકે જેનુ નામ ચતુરદાસ હતુ તેણે તરતજ અંગીકાર કરી અજાનપણે પોતાના સસરાને નહિ ઓળખતો છતો પોતાને સાસરે વ્યવહારીક કળામા નિપુણ થવા માટે તેમના ઘેર રહ્યો, થોડા દિવસમા વ્યવહારીક કળાનો જાણીતો થયો, તે સાથે ઘરના દરેક માણસોનો પણ સારી રીતે અનુભવ થયો પરન્તુ પોતાના સસરા સિવાય કોઇ તેને ઓળખતુ નથી, તેમજ કમળાકુમારી વગેરે કોઈ પણ આ ચતુરદાસની ઓળખાણ કાઢતું નથી. ફક્ત શેઠ કપૂરચંદે જ તેને ઓળખેલ છે, પરન્તુ પોતે સમજુ અને ડાહ્યો હોવાથી કોઇને તેણે વાત કરી નથી. જો કદાચ વાત ફેલાય તો પોતાનો જમાઈ પોતાના ઘેર રહી શકે નહીં, માટે પ્રથમથી તેણે તેના નામ ઠામ બદલાવવાની યુક્તિ રચી હતી, અને છેવટ સુધી તેમા તે

ફતેહજ પામ્યો હતો. ચતુરદાસ પણ શેઠના વચનોને માન આપી પોતે શેઠની સ્વતત્રતા છતા પણ ન્યાય નીતિને માન આપી પવિત્ર પણે વર્ત્તવા કદાપિ ચુકતો નહિ, પોતાના શેઠની પુત્રી સાથે પણ કામ જેટ-લીજ વાત કરતો ને તરતજ રવાને થઈ જતો, કમળાકુમારી પણ પોતાનો ધર્મ સાચવવા ચુકતી નહિ, તેણીને દરરોજ એક માલણ ફુલ આપવા આવતી તે ફુલોથી તેણી મહાલક્ષ્મી દેવીની હરરોજ પૂજા કરતી તે માલણ પ્રથમ દરબારમા ફુલો લઈ જતી ને ત્યાર બાદ કુવરીને આપવા આવતી, પછી ગામની હરેક જગ્યાએ જ્યા જવુ હોય ત્યા જઈ પોતાનુ કાર્ય કરવા ચુકતી નહિ, જો માલણ ફુલો ન લાવે તો કમળા કુમારીને પૂજા કરવામા અતરાય થાય, માટે દરરોજ માલણ ને આવ્યા વગર ચાલતું જ નહિ, તેથી દરરોજ મહાલક્ષ્મી માતાની પૂજારણ કુમળાકુમારી નિર્દોષ આનદમા પવિત્રપણે પોતાનુ જીવન ગુજારવા લાગી.

સવારનો મનોહર દેખાવ જગતને ઉલ્લાસ કરવા માટે પોતાનો પ્રકાશ સર્વત્ર ફેલાઇ રહ્યો છે. સૂર્યના કિરણોનો ઝગઝગાટ સુંદરપુર શહેરની અલૌકિક શોભાને વિસ્તાર પમાડી રહ્યો છે. આજે સવારનો વખત છતાં સર્વત્ર શાંતિ પ્રસરી રહેલી જોવાય છે. જ્યારે દરેક વર્ણ સુખાકારીથી પોત પોતાના જીવનમા સતોષ માનતો આનદમા ઝુકી રહ્યો છે. તેવા પ્રભાત સમયમાંજ કમળાકુમારીનુ જમણું નેત્ર ફરકયુ. તેથી તેણીનુ વદન ઉદાસ બની ગયુ છે. કોણ જાણે ! આજે શુ અ-નિષ્ટ ( Wrong ) થવાનું છે. તેણીએ વિચાર્યુ કે હું પરણી છુ, તે માત્ર જ્ઞાનથીજ જાણું છુ. પણ પતિનુ મુખ હજી સુધી દીઠું નથી. અરેરે ? હું કમનશિબ પતિનું મુખ જોવા ક્યારે ભાગ્યવત નિવડીશ,

પતિ વગરની સ્ત્રીના જીવતરને ધિક્કાર છે. મારા જેવી સ્ત્રીએ શું પાપ કર્યાં હશે, કે યુવાવસ્થામાં પણ પતિનો સમાગમ થતો નથી, ને આજે જમણું નેત્ર ફરકે છે, કોણ જાણે કેમ થશે! એમ પલંગ ઉપર એકલી બેઠી વિચાર કરે છે, એટલામા માલણ ફુલ લઇ આપવા આવી તે પોતાની પાસે આવી પુષ્પો મુકી તેણીના હાથનાં એક કાગળનો કટકો મુક્યો જેમાં નીચે મુજબ લખ્યુ હતું:

મનમોહક અને ગુલાબની કળી સરખું
સુદર અને સુગધીત કમળ

જ્યારથી ખુબસુરત કમળનું ભ્રમરને દર્શન થયુ, તે વખતથી ભ્રમર નાશીપાસ નિવડ્યુ છે. અનેક ઉપચાર છતા તેમજ શંગારરસયુક્ત વૈદ્યના ઓસડથી પણ અસર થતી નથી, ભલમનસાઇથી તમને જણાવું છુ કે આજે રાત્રે ગમે તેમ કરી તમો તમારાથી થએલા રોગને શાંત કરી જાઓ' કદાચ નહિ આવો તો તમારે માટે મારે પુરતો ઉપાય લેવો પડશે.

લી. વિરહાનળથી હણાયેલ દુઃખી દોલતસિંહ.

પત્ર વાંચતાંજ તેણી ગાભરી બની ગઇ, ને પલગ ઉપર ઢળી પડી, માલણે તેણીને શાતિ આપી અને દીલાસો આપતા કહ્યું કે આ વાત કોઇને જણાવશો નહિ, ખાનગી રાખી રાત્રે આવી જજો. ઠાકોર સાહેબ તમારી રાહ જોયા કરશે. એમ બોલી માલણ ત્યાથી પસાર થઇ ગઇ. કાગળ ફાડી નાંખી દીધો. કુંવરીને પોતાને કાંઇ પણ ચેન પડતું નથી, જાય તો પચાત, ન જાય તો કોણ જાણે રાજા શુ કરશે, તેની ફર્યાદ ક્યાં કરવી; એમ બહોળો વિચાર કરી છેવટે પોતે સાંજે દરબારમાં જવાનો વિચાર નક્કી કર્યો, અને તેને માટે ઘેનની દવા પણ

સાથે લેવી, જેમ તેમ કરી "ગાય જીવાડવી અને રત્ન કાઢી લેવું" ઠાકોર પાસે જવુ ને પવિત્રતાનુ રક્ષણ કરવું. કેમકે બુદ્ધિથી એકે કામ ન થાય, એવુ આ જગતમાં કશુ જણાતું નથી. (Knowledge is power)

## પ્રકરણ ૪ થું.

## પવિત્રતાનું રક્ષણ.



સૂર્યનાં અસ્ત થતાં રક્તવર્ણીય તેજોમય કિરણો જગતને આખર વખતની સલામી આપી જગતની ઉપર કરેલા ઉપકારના આભારનો પ્રત્યુત્તર આપતાં છતાં વિશ્રાંતિ લેવા પોતાના સ્થાનક તરફ ધીમતાથી ગમન કરવા ઉત્સુક થઈ એક પછી એક એમ અદ્દશ્યપણાને પામતા હતાં. સૂર્યને અસ્ત થતો જાણી નિશાદેવીએ પોતાની સત્તા પોતાના વિહારી સ્વામી ચંદ્રદેવની કૃપાથી સર્વત્ર ધીરે ધીરે ફેલાવી જગતને અંધકારના સપાટામા સપડાવી દીધુ હતું. વસંતઋતુના આનંદદાયક દીવસો અને તે વખતની શીતલ પવનની મધુર લહેરો માનવના હૃદયને નવીનજ આનંદનો અનુભવ કરાવતી હતી. શીતલ પવનની મીઠી લહેરોનો મધુરો સ્વાદ ચાખનારી આપણી

ચતુર કમળાકુમારી વિચારવમળમાં ગોથાં ખાતી રાત્રીની રાહ જોયા કરતી હતી. અને પવિત્રતા સાચવવાને મહાલક્ષ્મી દેવીની પલકે પલકે પ્રાર્થના કરતી હતી. દુઃખ વખતે ધૈર્ય રાખી બુદ્ધિપુર્વક દુઃખનો અત આણુવો, સમજુ માણસો આપત્તિકાળે મુંઝાતા નથી, પણ ઉપાય કરી છુટી જાય છે. ઉદ્યમ કરતા કુદરત સાનુકુળ થઈ તેમને જશ આપે છે. છેવટે રાજાની આગળ આ કટારીથી મૃત્યુ આણીશ, પણ પવિત્રપણા માટે લગારે ખાપણ નહિ આવવા દઇશ, એમ વિચાર કરતી કેટલીક વારે ઉપરથી પોતાના પિતા જ્યા બેઠા હતા, ત્યા આવી શરીર ઝુકાવી સલામી આપીને પોતાના પિતાને કહેવા લાગીકે હે પિતાજી! હુ આજે મહાલક્ષ્મીની પૂજા કરવા જાઉ છુ, આખા દિવસમા ગઇ નથી, તેથી અત્યારે જવા ધારૂ છુ, માટે મારી સાથે કોઇ નોકરને મોકલો તો સારૂ, કે જેથી મને હરકત ન થાય. પોતાના પિતાએ પોતાની અક્કલથી વિચાર કર્યો કે દિકરીને અત્યારે પૂજા કરવા જવુ છે, સાથે કોણ જશે, પુત્રી ભરયુવાન અવસ્થા ભોગવે છે. રાત્રીને વખતે એકલી મોકલીયે અથવા ચાકર સાથે મોકલીએ, પણ કોણ જાણે રસ્તામા અધારી રાતે ચાકરની દાનત કેવી થાય, તે કહી શકાય નહિ. છેવટે પોતાના જમાઇ ચતુરદાસને સાથે જવા ફરમાવ્યુ. તેના હુકમ મુજબ તે ચતુરદાસ તૈયાર થયો; આ તરફ કમળાકુમારી પણ ઉપર આવી પોતાને દવા વિગેરે જે લેવાનું હતું તે લઈ લીધું; તથા છેવટનું ઓસડ જે કટારી હતી, તે પણ અબોડે બાધી દીધી, ને પૂજાનો સામાન લઇ તરતજ નીચે ઉતરી પડી. ચતુરદાસ પણ તૈયાર થઇ ઉભો હતો. બન્ને જણ કમળાકુમારી આગળ ને ચતુરદાસ પાછળ એમ અનુક્રમે રવાને થયાં. આગળ જતા બે રસ્તા આવ્યા, એક દરબારમા જવાનો

ને એક મંદિરનો; પણ મંદિરને રસ્તે નહિ જતાં કુંવરી રાજમાર્ગે ચાલી. ચતુરદાસના મનમાં શક પેદા થયો, કે આતો દરબારનો રસ્તો આવ્યો; કોણ જાણે શુયે કરવા જતી હશે? આપણે શુ? આપણા શેઠની છોકરી છે, માટે આપણે તો તેનુ રક્ષણ કરવા બંધાયેલ છીએ, એમ અનેક પ્રકારનો વિચાર કરતો તેની પાછળ પાછળ ચાલ્યો જાય છે. બન્ને જણ દરબારમાં દાખલ થયા. ને ખાસ દરબારના ખાનગી ઓરડામા પહેલે મજલે જવા દાદર ઉપર ચડતા ચતુરદાસને ઉભો રાખી, તેને વાકેફગાર કર્યો, ને કહ્યુ કે જે બનાવ બને તે જોયા કરજે, ઉંઘીશ નહિ એ પ્રમાણે સૂચના કરી તેણી ઉપર ચાલી ગઇ. ત્યા રાજા રાહ જોયા કરતો હતો. હાલ તેની પાસે કોઇ હતું નહિ તેણીને આવતી દેખી પલગ ઉપરથી ઉભા થઇ રાજા એકદમ તેણીને સામો લેવા આવ્યો, ને તેણીનો હાથ ઝાલી તેણીને ખેચી જવા લાગ્યો, તરતજ તેણીએ હાથ ખેચી લઇ ખોટા હાવભાવથી અને નેત્રના કટાક્ષથી રાજાને આધિન કરી લીધો, અને શાન્તિથી તેણી બોલવા લાગી, અરે! આમ અકળાવો છો શા માટે! ઉતાવળા થશો નહિ! આખી રાત આપણીજ છે. મીઠા વચન. બોલી ઠાકોરને ઘણોજ સોભાગી દવાવાળુ પાનનુ બીડું પોતાના હાથથી રાજાને આપ્યુ. તેણીનું અમૃત સરખુ પાનનુ બીડું રાજા હોંશથી ચાવી ગયો, કે તરતજ થોડી વારમા એવો તો લટુ બની ગયો, ને પલગ ઉપર ચત્તોપાટ પડી જઇ નિદ્રામા ઘોરવા લાગ્યો. કુવરીએ જાણ્યુ કે ઠાકોરને પોતાની સ્થીતિનુ પણ ભાન નથી કે તરતજ પાછી વળીને દાદર ઉપર આવી, તો પેલો નોકર ઊંઘી ગયો છે, તેને જગાડી તેણીએ ઠપકો આપ્યો. તમે અત્ર શુ કરવા આવ્યા છો? અહીં આવીને શુ

જોયુ ? એટલી વારમાં ઉંઘી ગયા, વગેરે વચનો કહ્યાં, પરન્તુ પેલો ચતુરદાસ તો ચેતી ગયો, રાજાને પાનનું બીડુ આપતા તેણીને જોઇ હતી, ત્યાર બાદ તેને ઝોકુ આવવાથી દાદર ઉપરજ ઉંઘી ગયો હતો, પછી શુ થયુ તે તેને ખબર નથી. તેને પુષ્કળ પસ્તાવો થવા લાગ્યો. પોતાના શેઠની છોકરી વંઠી ગઇ છે, એમ ઘર તરફ વળતા રસ્તામાં તેને અનેક વિચારો આવવા લાગ્યા. અરે! આ છોકરી તો ખૂદ દાકોરથીજ હળેલી છે. ખેર! પણ તે આપણા શેઠની પુત્રી છે, માટે તેણીને જાહેર પાડવી નહિ, અને કદાચ આપણે તેની વાત જાહેર પાડીશુ, તોપણ તેણીના મા બાપ પોતાની પુત્રીનુ સાચુ માનશે, અને મારે ફજેત થવુ પડશે. એમ જાણી સમજતા એવા ડાહ્યા પુરૂષો જેમ કોઇના મર્મ ખુલા કરવામા મુંગા રહે છે, તેમની માફક તે પણ પોતે મુગો રહ્યો.

કેટલાક દિવસ વીત્યા બાદ શેઠ કર્પૂરચદે વિચાર કર્યો કે હવે જમાઇ વ્યવહારીક કાર્યોમા તેમજ વહીવટમા સારી રીતે માહીતગાર થયો છે. આપણી પુત્રી પણ મોટી થઇ છે, માટે જમાઇને તેને ગામ મોકલવો, જેથી તેનાં સગાં વહાલાને મળી ભેટી કન્યાને તેડાવે; પછી તેણે એક વખત તેને બોલાવી કહ્યુ, જુઓ! ચતુરદાસ તમો હવે સારી રીતે માહીતગાર થયા છો તમારે તમારા દેશ જઇ હવે સ્વતત્ર (Independant) ધધો રોજગાર કરી ધન ઉપાર્જન કરવુ જોઇએ, કે જેથી તમારા કુટુબનો નિર્વાહ થઇ શકે, માટે તમે તમારે દેશ જાઓ અને સુખી થાઓ! પરન્તુ શેઠે પોતાનુ સગપણ બતાવ્યુ નહિ. જમાઈ પોતાના શેઠને વદન કરી તેમનો આભાર માની પોતાના દેશ તરફ ચાલી નીકળ્યો, માર્ગમાં અનેક નવનવીન નગર જોતો અને અનેક

પ્રકારની કળા કુશળતાથી ધન ઉપાર્જન કરતો, કેટલેક દીવસે તે આપના ગામમાં આવી પહોચ્યો. ચતુરદાસને ઘણે વરસે આવેલો જાણી તેનાં સગાં વ્હાલા તથા આડોશી પાડોશી મળવાને માટે આવ્યાં, તેના કુશળ વર્તમાન પૂછવા લાગ્યાં. આખા ગામમાં વાત ફેલાઇ ગઇ કે ઘણા વરસે ચતુરદાસ અનેક દેશદેશાવર જોઇને ઘણા પ્રકારની કળા કુશળતામા નિપુણ થઇ આજરોજ પોતાને ગામ આવેલો છે. પોતાના ભાઇબધ દોસ્તદાર વગેરે પણ મલવાને તેમજ વાતો કરવાને આવ્યા છે. હવે સર્વ કોઈ તેને કહેવા લાગ્યુ કે તમારી વહુને તેડવા જાઓ કેમકે તમારા પિતાએ તમારા નાની ઉમરમા લગ્ન કર્યા હતાં, તે તમને સાભળતા પણ નહિ હોય, તો પણ હવે તે કન્યા મોટી થઇ હશે, તેથી તેની મા તથા તેમનાં બીજા સગા વ્હાલા તેડાવવાની દીનપ્રતિદીન ઉતાવળ કરવા લાગ્યા.

ચતુરદાસ સર્વને દીલાસો આપવા લાગ્યા કે, હજુ આવ્યા તો હમણાં ને વળી સ્ત્રી શુ ? તેને થોડા દિવસ પછી તેડાવીશુ. કેટલાક દીવસ પસાર થયા બાદ પોતાના જાણીતા વયોવૃદ્ધ સગામાંના બે ત્રણ સગાને સાથે લઇ સસરાના ગામ તરફ જવાં નિકળ્યા, કેટલેક દીવસે પોતે જે ગામમા ઘણા વખત સુધી રહ્યો હતો. તે સુંદરપુર ગામના ગોંદરે આવી પહોંચ્યા. તેણે વિચાર કર્યો કે આહા ! અહીં તો આપણે કેટલાક વરસ ગુમાવ્યાં, છતા આપણને કેમ કાઇ પણ ખબર પડી નહિ. તેણે પોતાની ચાતુર્યતાને વખોડી પોતાને ને ધિક્કાર આપવા લાગ્યો કે આપણે આજ સુધી સસરાના ગામમાં રહ્યા હતા તો પણ કોણ જાણે મને કશી વાતની પણ ખબર પડી નહિ. ખેર ? જે બને તે સારાને માટે આમ વિચાર કરતાં કરતાં ગામની રચના

નિરખતાં શેઠ કર્પૂરચંદના મકાન તરફ વળવા લાગ્યા, ચતુરદાસે ધાર્યુ કે આ તરફ તો કર્પૂરચદ શેઠનુ મકાન આવે છે, શુ ત્યા તો મારૂ સાસરૂ નહિ હોય! કેમકે તેના સિવાય નાગરનુ મકાન આ તરફ નથી, એટલામાં શેઠ કર્પૂરચંદને સમાચાર મળ્યા કે કમળાના સાસરેથી આણું આવ્યુ છે. જેથી તેઓ પોતાના કુટુંબના માણસો સહિત સામા લેવાને માટે આવ્યા, પોતાના સસરા વગેરેને મળ્યા, કુશળ વર્ત્તમાન પૂછ્યા, ને તેમને પોતાના મકાનમા લઈ ગયા. હવે ચતુરદાસને ખાત્રી થઇ કે કર્પૂરચદ શેઠને ત્યાં મારૂ સાસરૂ છે. અરેરે! આજ સુધી હુ તેમના ઘેર રહ્યો, કારણ કે સસરાના ઘેર રહેવુ તે કનિષ્ઠ છે. તો પણ મને કશી ખબર પડી નહિ આહા! જગતમા કેવા પ્રકારની અવનવીન ઘટનાઓ બન્યા કરે છે નહી ધારેલા બનાવો પણ દૈવયોગે બની શકે છે. માણસ ક્યા જવાનુ ધારે છે, ત્યારે દૈવ તેને ક્યા ખેચ્ચી જાય છે. અરે! કુદરત લીલાનો પાર માણસ બિચારૂ કેવી રીતે પામી શકે?

## પ્રકરણ પાંચમું.

## હર્ષને ઠેકાણે શોક



જગતની શોભામા અનોપમ વધારો કરનાર રક્ત વર્ણ યુક્ત રગ બેરગી કિરણો સર્વત્ર પ્રસરી રહ્યા છે પ્રાતઃકાળની રમણીય અને સુખાવહ પવનની શીતળ અને સૂર્યના પ્રકાશની ગરમી યુક્ત મદમદ વાહતી લહેરો સુકોમલ હૃદયના નરનારીયોને શાતિનું સ્થાનક આપી તેમના વદન કમલ ઉપર રતિ સમયથી પ્રકટેલી ઉદાસીન-

તાને હરણ કરી પ્રસન્ન રાખવા પોતાની સત્તા અજમાવે તો તે બનવા જોગ છે સૂર્યના પ્રકાશ યુક્ત તેજોમય કિરણો સુંદરપુર નિવાસીત નરનારીયોનો શીતલતાનો રોગ જ્યારે નહિ હરશે! તો પછી તેવાં પ્રકાશ યુક્ત કિરણો વડે કરીને શું? પ્રભાત સમયના શાત પણ સુંદર અને સોનેરી કિરણોનો સ્વાદ લેતો અને ઘણા વખતના મુસાફરીના પરિશ્રમથી શ્રમિત એટલે થાકી ગએલો એક નવીન યુવક સુંદરપુર શહેરની રચનાનુ અવલોકન કરતો કોઇ નાગર ગૃહસ્થના રમણીય મકાનના દીવાનખાનામા બેઠેલો અને ઘણીજ ગમગીની ભરેલા બનાવોથી જેનુ મન આકુળ વ્યાકુળ બની બાહાવરૂ બની ગયુ હોય તેમ જણાતો હતો. જ્યારે માણસને પોતાને સાસરે જવાનું હોય તો તેને કેટલો આનદ પેંદા થાય છે સાસરાનો વૈભવ, પોતાની સ્ત્રીની સુદરતા, અને તેનુ ગુણવતપણુ તેમજ તેનુ પ્રથમ દર્શન અને પહેલા વખતની તેની મુલાકાત એ આ જગતમા સ્વર્ગના સુખથી પણ અધિક ગણી શકાય છે પોતાની નવ યુવાન અને જગતની સૌદર્યતાને જીતનારી એવી રભા સરખી પવિત્ર સ્ત્રીના દર્શનથી જેને કેટલો બધો અમોઘ આનંદ ઉત્પન્ન થવો જોઇએ? માણસને ભરયુવાવસ્થામા આવી ચતુર સ્ત્રીના પ્રથમ સમાગમમા કેટલું બધુ! સુખ અને શાંતિ મળે છે, પરન્તુ આપણા કમનશીબ યુવકે તો તે શાન્તિ અને સુખ સર્વ જાણવા માત્રથીજ ગુમાવ્યુ છે, પોતાની સ્ત્રી ઉપર તેને ઘણોજ ગુસ્સો આવેલો છે. પરન્તુ શુ કરે? પોતાના શેઠનો પોતાની ઉપર ઘણોજ ઉપકાર છે, અને તેના ઉપકારથી પોતાની સ્ત્રીને તજાય તેમ નથી, આવી રીતે સુડી વચ્ચે સોપારીની માફક પોતે ફસાયેલો છે. સ્ત્રી ભરયુવાન અવસ્થામાં હોવાથી વંઠી ગએલી છે. તે અહીંના દરબાર સાથે હળેલી છે. મારે તેણીની સાથે તેનું રક્ષણ કર-

ધાને જવું પડયુ હતું. અને મેં સર્વ વાત નજરો નજર જોએલી છે, તો હવે મારે આ દુષ્ટ અબળાનુ શું કરવું; હું અહીંથી તેણીને છોડીને ચાલ્યો જાઉં, તે પણ મારાથી બની શકસે નહિ. આહા ? હે દુર્દૈવ ? મને કુંવારો રાખ્યો હોત ? તો અત્યારે મન ગમતી કન્યા સાથે લગ્ન કરી મોજ મજાહથી તેણી સાથે જીંદગીનો નિભાવ કરત, પણ શુ કરૂ ? હા ? દૈવ તેં આ શું કર્યું. અરે ? વિધાત્રા? મારે માટે આ દુષ્ટાને તેં કયા રાખી મુકી હતી અરેરે ? આવી મને પ્રથમથી ખબર હોત કે આજ કન્યા સાથે મારાં લગ્ન થએલાં છે, તો હુ બિલકુલ ફરીને તેણીનું મુખ શુદ્ધાં પણ કદાપિ જુવત નહિ. પણ હુ શુ કરૂં; દૈવે મને દગો દીધો છે. તેના પંજામા તેણે મને ફસાવી નાશી પાસ પમાડયો છે. ભલેને તે ગમે તેની સાથે જાય, તેણી ગમે તેમ કરે, પણ મારે શું કરવા હવે તેણીની સાથે સંબંધ રાખવો પડે ? હવે મારે તેનુ લવલેશ પણ કામ નથી, જગતમા ઘણા પુરૂષોના સમાગમમાં આવનારી એવી સ્ત્રીઓ (Prostitutes) થી કયા પુરૂષને સુખ થયુ હોય ? કે જેથી મને તેનાથી સુખ થાય ? કોણ જાણે મારી સ્ત્રીએ આજ સુધીમાં કેટલું બધુ છુપુ કુકર્મ કર્યુ હશે વાચક? વિચાર તરંગમાં અતિશય આસક્ત થએલો એવો તરૂણ યુવક જો કે તારી જ્ઞાન શક્તિ બહાર નહિજ હોય, તોપણ અવલંબન મારી ફરજ છે કે મારે તેની ઓળખ તેને આપવી જોઇએ. તે યુવક આપણા શેઠ કર્પૂરચંદનો જમાઇ હતો, તેની આટલી બધી ઋદ્ધિ સિદ્ધિ છતાં પણ આજે સસરાની સંપત્તિ ઉપર તેને તિરસ્કાર આવ્યો હતો, એટલુજ નહિ પરન્તુ પૂર્વના બનાવથી એક ખૂબસૂરત બાળાના સુખથી પોતે તેનો સ્વાદ ચાખવાને કમનશીબ ( unfortunate ) નિવડયો હતો.

વિચારના તરંગમાં વખત કેટલો પસાર થાય છે તેનું આ ચતુરદાસને ભાન ન હોય તો તે વાસ્તવિક છે. પોતાને સાસરે આવ્યાને હજી બહુ વાર તો થઈ નથી, એટલા માત્રમાં આટલો બધો ફેરફાર થાય તો તે કુદરતનોજ ખેલ ગણાય. એક પલકમાં બલ્કે થોડા વખત ઉપર કેવા વિચારો હતા, પોતાની સ્ત્રીથી કેવા પ્રકારના સુખની લાલસાઓ ભોગવવાની રહેલી હતી, પરન્તુ અત્યારે તેની બધી ધારણા નાશ પામી હતી, આહા ? એક પલક બાદ શું થવાનુ છે તેનું માણસ સરખા જ્ઞાન શક્તિના જાણ પુરૂષને પણ ભાન હોતું નથી, આવા વિચારના તરંગો તેને ઘણાજ ચિંતા ઉપજાવનારા થઈ પડયા. એટલામા કમળાકુમારી પોતાના સ્વામીના દર્શન અર્થે હળવે હળવે દાખલ થઈ, અત્યારે તે જગ્યા સર્વત્ર શાંત દેખાવવાળીજ નજરે પડતી હતી કેમકે સાથે આવેલા બીજા માણસો પોતાના બાપની સાથે બહાર ગયેલાછે. જમણને માટે હજુ થોડીવાર છે, ત્યારે આવી એકાન્ત અવસ્થાનો લાભ આપણે શા માટે ન લેવો, કમળા ? નિર્દોષ કમળા ! બિચારી ગરીબ સાધુ શીળવાળી કમળા ? તું જાણતી નથી કે પલકમા વિધાત્રા તારી કેવી સ્થીતિ કરશે પોતાના વ્હાલાનું દર્શન કરવા તેણીને કેટલો બધો ઉલટ પ્રાપ્ત થતો હશે ? અરે તેણીના નાજુક શરીરે આનંદના રૂવાટા ખીલી સમસ્ત શરીર પ્રફૂલ્લિત થયુ હતું. આહા ! સ્વામી દર્શનનો આ નવજોબન યુવતીને કેટલો બધો મોહ હતો. તેણીની ઘણા વખતથી કરાતી મહાલક્ષ્મી દેવીની પૂજા આજે સફલ થવાની હતી, અને તેનો લાભ ફક્ત દર્શન માત્રથીજ થવાનો હતો, સર્વ જગતને અત્યારે તૃણવત ગણતી, સ્વામીની તન મન અને ધનથી દાસી બની જાણે તેની સેવા કરવા આવતી હોય શુ ? તેમજ એકદમ પોતાનો સ્વામી જે દિવાનખાનામા

બેઠેલો છે, તેમાં દાખલ થઇ. અને સ્વામીને જોતાં નજરે નજર મલતાંજ ચમકી! રતજ પોતાની નજર નીચી કરી પગના અંગુઠાવડે જમીન ખોતરવા લાગી, અને પાછી ચાલી ગઇ, પોતાની રૂમમા જઇ બારણા બંધ કરી અંદર પોતાની આરામખુરશી ઉપર કપાળે હાથ નાંખી નશીબને ધિક્કારતી પોતાના કર્મનો દોષ કાઢતી આંસુ પાડવા લાગી અરેરે ? દૈવ આ શુ કર્યુ ? જો કે મારૂ તો રક્ષણ થયુ છે, મારો ધર્મ મે સાચવ્યો છે. પરન્તુ હુ તેને તે વખતે મારી સાથે લઇ ગઇ હતી, તેણે થોડીવાર જાગી મારી કેટલીક હકીકત જાણી લીધી છે, પરન્તુ તેના મનમા કદાચ મારે માટે શક આવ્યો હશે! તો મારે શુ કરવુ. તેનો વહેમ કેવી રીતે દૂર થશે ? અરેરે ? ગુલાબની કળી સમાન નવ જોબન યુવાનવસ્થા રૂપ બગાચા ખિલેલો છતાં આજ સુધી મારા ધર્મની ખાતર, મારા સ્વામી માટે મન વશ રાખી કેટલુ બધુ મારે સહન કરવુ પડ્યુ છે હા ? દૈવ મને તેનો બદલો શુ મલશે ? અરે ? કદાચ રાત્રે મારો તિરસ્કાર કરશે તો મારા ભરયુવાવસ્થામા આશા ભરેલા દિવસો કેમ જશે. મારા દોહ્યલા દહાડા કેમ પુરા થશે અરે હું મારા વ્હાલાને પગે લાગીશ, કદાચ તેમના મનમાં ખોટો શક હશે તો હુ દૂર કરીશ. તેમને કરગરીને કાલાવાલા કરીને મનાવી લઇશ શાંત અને સુંદર રજનીના પ્રથમ અનુભવનો સ્વામીની સોડમાં પેસીને ઘણે દીવસે લ્હાવો લઇશ, કમળાકુમારી આ પ્રમાણે હૃદયને શાંતિ આપતી હતી, તથા પોતાના માતાપિતાને કદાચ ખબર પડશે, એમ ધારી ઉદાસીનતાને દૂર કરી રાત્રીએ જે બનશે તે ખરૂ ! આપણે પવિત્ર હઇશુ, તો આપણો જય રહેલો છે, ગમે તે ઉપાયે સ્વામીની શંકાનુ નિવારણ કરીશ, પણ પ્રથમ આપણે જોઇએ તો ખરાં કે રાત્રી કેવા સંયોગોમાં પસાર થાય

છે. તે પછી શું કરવું, તેને માટે વિચાર કરાશુ. કેમકે ડાહ્યા માણસો બુદ્ધિથી નહી બની શકે તેવું પણ કામ કરવા પાછા હઠતા નથી, તેઓ પોતાના ધારેલા કામમા ઉદ્યમ કરવો છોડતા નથી, તો આખરે તેઓ પોતાના કાર્યમા ફતેહ પામી વિજયલક્ષ્મીને વરેછે. ચિંતા કરવાથી અથવા શોક કરવાથી ઉલટી મને કેટલી બધી હાડમારી ભોગવવી પડે છે એમ પોતાના દૈવને રાત્રી ઉપર સુપરત કરી પોતે ઘરના કાર્યમાં જોડાવા લાગ્યા અને પોતાની પ્રગટેલી ઉદાસાનતાની કોઇને પણ લેશમાત્ર ખબર પડવા દીધી નહીં. સમજુ માણસો પોતાના ખાનગી ગમેતે પ્રકારના વિચારો હોય, પરન્તુ જો ગુપ્ત રાખવા જેવા હોય તો પ્રાય (Generally) તેમના વિચારોને જાણવા કોઈ સમર્થ થતું નથી, કારણ કે પલકમાં તેમનુ વલણ કેવુ હોય છે ને પલકમા તેને કેવી રીતે ઉલટાવી નાખે છે, તેમજ તેઓ નકામો શોક કે સંતાપ કરી પોતાના ઉચ્ચ આત્માને લેશ માત્ર પણ અસતોષ આપતા નથી જગતમા સારાસાર અને કાર્યાકાર્યના જાણ પુરૂષો જો અવસરને ઓળખી

પગલુ ભરે તો તેઓ જરૂર ભવિષ્યમા પોતાના ધારેલાં કાર્ય સુગમતાથી (Smoothly) પાર પાડી શકે, તે નિઃસંદેહ વાત છે અને તેવી રીતે આપણી સુશીલ કમળાએ પણ જેમ રાજા આગળ ચતુરાઇ બતાવી પોતાનો ધર્મ સાચવી પોતાના શીલનુ રક્ષણ કર્યુ, તેવીજ રીતે આપણા યુવકને માટે પણ જો કદાચ ભવિષ્યમા બુદ્ધિથી કોઇ પણ ઉપાયોની જરૂર પડશે તો તેનેમાટે સરસ્વતીદેવીની તેણી ઉપર કૃપા છે. અને તેને લઇને તે જરૂર પોતાના કાર્યમાં ફત્તેહ પામી ધારેલુ કામ પાર પાડશે.



# પ્રકરણ ૬ ઠું

## ગોઝારણ રાત



ધકારનો ધાઢપણે નાશ કરનાર અને મંદમદ પ્રકાશ આપનાર ચદ્રમાના ઝગઝગાટવાળા અને ઝગઝગતાં, શિતલ અને શાતિદાયક કિરણો એક સુદર અને રમણીય મકાનની બારીમા કોઇ સુદર ખૂબસુરત બાળા પણ સુદરીના શણગારમા સજ્જ થઇ ઉભેલી અબળા ઉપર તેણીના વદન કમલના સ્વાદની લોલુપતા ખાતર તેમજ તેણીની સુદર કાતિવાળી નવજોબન કાયાનુ આલિગન કરી પોતાનુ જીવન સાર્થક કરવાને માટે સર્વત્ર તેની આસપામ પ્રસરી ખિલખિલ આનદ ભોગવી રહ્યા હતા, જ્યારે બીજી તરફ બિચારી તરૂણ અને રાક અબળાને મદન મહારાજે સતાની તેણીનું મન આકુળ વ્યાકુળ કરી બ્હાવરૂ બનાવી ભાન ભૂલાવી દીધુ હતું. યુવાવસ્થાનો બ્હાર સર્વત્ર ફેલાઇ રહી, સર્વ શરીર ગુલાબના ફુલની માફક વિકસ્વરીત થઇ જતા અત્યારનો રગ કોઈ વિચિત્ર પ્રકારનોજ દેખાતો હોય તેમ બગાસા ઉપર બગાસા ખાતી, વારેવારે નિસાસા નાખતી. પોતાના પિયુના દર્શન માટે ગાડી ઘેલી થઇ ગયેલી, આતરૂણ નાયિકા સુંદરપુરની ગગનચુબિત હવેલીની સુવાની શાંતિદાયક રૂમમાં બારી આગળ ઉભી ઉભી માર્ગ પ્રતિક્ષા કરતી સ્વામીના આગમનના રાહ જોયા

કરતી હતી. કામના બાણુથી વિદ્ધ થએલી આતરૂણ યુવતીના ચકચકીત અને સુંદર ગાલો રક્તતાની ખુમાશ મારતા રક્ત લાલીના પ્રસરવાવડે કરીને ચંદ્રમાનાં શાંતિવાળાં કિરણોના પ્રકાશથી કામીજનોના હૃદયને આકુળવ્યાકુળ કરી તેઓના હૃદયને વિંધતા છના થનથનાટ કરી રહ્યા હતા. તેણીની મનોહર દિલચમન કાયામા રહેલા જોબને તેણીને અત્યારે વારંવાર સતાવવાનુ શરૂ કર્યું હતું. જ્યારે બીજી તરફ ચંદ્રમાને અદેખાઇ આવવા લાગી હોય, તેમ જાણે પોતાના કિરણોથી તેણીની ખુબસુરત સુંદરતાનો તેના પિયુની પહેલાંજ તેણે ઉપભોગ કરવા માંડચો હોય તેમ નિર્દયતાથી તેના કિરણોએ તેણીને ચારે તરફથી ઘેરી લીધેલી હતી. લાઇટનો પ્રકાશ રૂમની ચારે તરફ મંદમંદ રીતે ઝગઝગાટ મારી રહ્યો થકો આસુકોમલ બાળાનું અતઃકરણ પણ બાળવા ચુકયો નહોતો. રાત્રીના દશના ટકોરા વાગ્યા, સર્વત્ર શાંતિ પ્રસરેલી જોઈ, પરન્તુ કમનશીબ અબળાના હૃદયનો શાંતિ કરનાર કોઇ હજુ સુધી આવેલો જણાતો નથી; વારવાર ઊંચું જોતી નીચી નજર કરતી આમતેમ હરતી ફરતી આટા મારતી હતી, તથાપિ તેણીને મુદ્દલ ચેન પડતું નહિ, ઉલટી જેમ જેમ રાત્રી વધવા લાગી તેમ તેમ તેણી પોતાનો અમલ આ અબળા ઉપર જમાવતી ગઇ, તેમ હૃદયની મુંઝવણ પણ અધિક અધિક દુઃખ દેવા લાગી, ઘડીમાં પલંગ ઉપર પડતી ત્યા પલકમાં ઉઘ્યા સરખો ઢોગ કરતી તો ક્ષણમાં છેવટે નિરાસ થતી ત્યારે કોઇ નૉવેલ લઇને વાંચવા બેસતી, એમ હરેક રીતે નિદ્રા દેવીને વિતાડવાનો ઉપાય કરવા લાગી, છેવટે દાદર ઉપર કોઇને ચઢવાનો અવાજ સંભળાયો, ધીમાધીમા અને મધુરા અવાજથી તેણીના હૃદયમાં કોઇ નવીનજ ચમકારો પ્રસાર થયો. આજે જીંદગીની નવીન શરૂઆત થવાની હતી, આજ

સુખીની જીંદગી તો જાણે ફોગટજ ગઈ હોય, તેને સફલ કરવા માટે અવસર મળે છતે સફલ કરવાનુ ચુકવુ જોઇએ નહિ. તેની ખાતર પોતાના નવા માણસ સાથે આજથી નવીન જીવતરનો સંબધ તેણીને કરવાનો છે. ધીમા અને મધુરતાવાળા કોઇના નિસરણી ઉપર ચડવાના અવાજ જેટલા વખતમા તેણીને ઘણા વિચારો આવી ગયા. મદ મદ એવી સુખાકારી રાતીમાજની આનદદાયક લહેરીઓનો અનુભવ લેતો અને હૃદયથી તરૂણ તરૂણીને ધિક્કારતો જેણીની સુદરતા (Beauty) ઉપર લેશ માત્ર પણ મોહ કે પ્યાર (Love) નથી એવો કોઈ યુવક ઉદાસીન મુખે કઇક ક્રોધની છાયા જેના વદન ઉપર પ્રગટી નીકળી છે, જેણે અત્ર આવવા માટે લેશ માત્ર પણ ઇચ્છા કરી નથી, છતા પણ અહીના નિયમને અનુસરીને તેમજ દરેક જનની પ્રેરણાથી અત્ર આવવાની તેને ફરજ પડી છે, એવો ધીર દષ્ટિવાળો યુવક મદગદ ગતિએ ચાલતો પલગ ઉપર આવીને બેઠો, તેના સામે અત્યત નેહને ધારણ કરનારી સકલ ગુણોમા શિરોમણિ સરખી ચતુર નાયિકા જાણે તેના હુકમની રાહ જોતી હોય, તેમ નજીકમા પણ થોડે દૂર આવીને જમીન તરફ નીચી નજર રાખી પોતાના જમણા પગના અગુઠાથી જમીન ખોતરતી પલકમાં અરહુપરહુ (here and there) જોતી ઉભી રહી છે, પરન્તુ જાણે કોઈ દેવતાએ તેમની વાચા બંધ કરી હોય, તેમ બેમાથી કોઈપણ બોલી શકતું નથી આખરે યુવકને બોલવાની ફરજ પડી. મહા મહેનતે તેણે પોતાની જીહ્વા ખુલી કરી બોલવુ શરૂ કર્યું.

ચતુરદાસ—વેશ્યાની માફક જગતમાં ઘણાખરા ઠેકાણે ભટકી, પ્રત્યેક જનને મોહ પમાડી, પોતાની આંખે નચાવનારી, એવી સુંદરવતી લક્ષ્મી સરખી યુવતીઓથી કોણ પુરૂષ સુખ મેલવવાની ફોગટની

ઇચ્છા કરી દુઃખી થવા પ્રયત્નવંત થાય ? એવી કુલટા સરખી વેશ્યા સ્ત્રીયોને ધિક્કાર છે; કે જેઓ પોતે ઇચ્છાનુકુલપણે વર્ત્તી પોતાની અમૂલ જીદગીને ફોગટ ગુમાવી નાંખે છે.

કમળાકુમારી—પ્રિય ? ઉત્તમ પિતાના સુકુલમાં ઉત્પન્ન થએલી કન્યાઓ ઘણી એવી પણ હોય છે, કે જેણીઓએ જીદગીની કીંમત આંકેલી છે, તેમજ પોતાના સ્વામીનો જે વસ્તુ ઉપર પુરતો હક્ક છે. તેનું તેના વાપરતાં સુધી સારી રીતે રક્ષણ કરી ઘેર રહ્યા થકાં પણ સ્વામી સેવાનો લાભ લેતી જાય છે.

ચતુરદાસ—કુળ વધુના ગુણે કરીને સુશોભિત એવી કન્યાઓ ભલે આ જગતમા ઘણી હોય, પરન્તુ તુ જાણે છે કે હું તેને માટે કમનશીબ નિવડયો છુ

• કમળા કુમાળી આ શબ્દો સાભળતાજ આંખોમાથી અશ્રુ સારવા લાગી, જેણીની પોતાની બન્ને આખમાથી શ્રાવણને ભાદરવો વરસી રહ્યોછે. પોતાના પિયુના વચનથી જેણીની હીમત નાશી ગઈ છે. તરતજ તેની પાસે જઈ તેણીએ તેના ગળામા પોતાના બન્ને સુકોમલ બાહુ ( yeandr ) નાખી તેની છાતી ઉપર પોતાનું મસ્તક મુકી ડચકા ભરવા માડયા. સ્વામીની સોડમાં છતાં પણ શાંતિ થતી નથી, પરન્તુ તેમ થવાનું ભવિષ્ય હજુ નિર્માણ થયુ નથી, તરતજ તેણીનો હાથ તરછોડી નાખી, ધક્કો મારી તેણીને દૂર નાખી દીધી, તેણીની ઉપર ઘણોજ ખિજાઇ ગયો. તરતજ કમળાકુમારી જમીન માતાને ખોળે પડી, તેને જો કદાચ જરૂર હોય ? તો તેણીને આશ્વાસન આપવા આવે, નહિ-તર અત્યારે તેણીને આશ્વાસન આપે તેવુ કોઇ નથી તેણીનો ધણી હાલમાં નિર્દય હ્રદયવાળો થયો છે, પૂર્વનો બનાવ તેના હ્રદયમા જાણે

તુરતજ બનેલો હોય, તેમ તાજો જાગૃત થવા પામ્યો છે, અને વધા રેને વધારે ચીડાતો જાય છે. બિચારી કમળાકુમારીનો આધાર તેણીના દૈવ ઉપર રહેલો છે, પરન્તુ આજે દૈવે તેણીને પિયુની પહેલીજ મુલાકાતમાં સખત ફટકો લગાવ્યો છે. થોડા વખત પહેલાં જેણી કેટલી બધી આશા ભરેલી હતી, જેણીએ પિયુના પ્રથમ સમાગમમાં કેટલુ બધુ સુખ અને શાંતિ મેળવવાની આશા રાખી હતી, પરન્તુ દુર્દૈવ માણસનુ ધાર્યુ કાંઈ પણ કરવા દેતો નથી, માણસ બિચારૂ શુ ધારે છે, ત્યારે દૈવે તેને શુ કરે છે, આ જગતમા કુદરતનો ખેલધણોજ ન્યારો છે. મૂર્ખ સ્ત્રીઓને તાડના તર્જના કરવી અથવા તો તેણીઓને ઘણાજ પ્રકારની શીક્ષા કરવામાં આવે, તેના કરતાં ચતુર અને સમજુ સ્ત્રીઓને એક કટુવચન, અથવા તો તેઓના ઉપરથી પતિની ઉદાસીનતા, તેટલાંજ શીક્ષા પુરતાં કારણો ઘણાં છે. એકવચન માત્રમા ચતુર સ્ત્રીઓને સખત શીક્ષા જેટલી અસર થાય છે, અગરતો ફક્ત કદાચ પોતાના પતિનુ પોતાની ઉપરથી દીલ ઉતરી ગયુ છે, એવુ જો તેમના જાણવામાં આવે; તો સમજુ અને સાધ્વી સ્ત્રીઓને હથેલીમાં પૃથ્વી આવી જાય છે, તેઓ મરવા જેવી થઈ જાય છે. ને તેને માટે તે પુષ્કળ હેરાનગતિ ભોગવે છે, એટલુજ નહિ, પરન્તુ પતિની મહેરબાનીથી ભ્રષ્ટ થએલી એવી ડાહી સ્ત્રીઓ આ સંસારમાં કોઈ પણ આનંદના ઉત્સવમા કે મોજશોખમા ભાગ નહિ લેતા શોક અને સંતાપથી પોતાની કોમળ કાયાને શોષવી નાખી, પોતાના વ્હાલા ભરથારને મનાવવા તેઓ ઘણા ઉપાયો કરવા ભૂલી જતી નથી. સતી સ્ત્રીયો જગતમાં પતિ સુખને સર્વ સુખના શિખર ઉપર રહેલુ સમજે છે. અને તેજ પ્રમાણે અત્યારે નિર્દોષ કમળા પોતાના બાપની અતુલ્ય-

નાણાની સંપત્તિ છતાં અત્યારે સમસ્ત દુઃખથી ગરકાવ થઈ નયણુ માથી અંશ્રુના બિંદુ ઝરાવી રહી છે, દૈવે આશાવંતની આશાઓ આજે નાશ કરી છે, પતિના સમાગમમાં સુખની લાલસાવાળી એવી તરૂણ નાયિકાને આજે તેના દૈવે સંપૂર્ણ દગો દીધો છે, હા દુર્દૈવ ? અત્યારે બિચારી તરૂણ નાયિકાને કેટલુ બધું દુઃખ થતું હશે. અરેરે ? હે દૈવ ? તું લગારેક દયા ધારણ કરી તેના સ્વામીના હૃદયમાં પ્રવેશ કર ! કેમકે હજુ પણ તેનો ખાવિદ જો મધુર વચનથી મનાવે, તો સર્વ બનાવ સુખ શાંતિના રૂપમા ફેરવાઈ જાય, અને નિર્દોષ આશાતુર બાળિકાની આશાઓ સફલ થતા તેણીને કોઇ વખત નહિ અનુભવેલી એવી સુખશાતિ મલે. અરે ? મોટા મોટા શૂરવીર, શાણા અને દાના પુરૂષો જેણીના દર્શન માત્રથી પોતાના અભિમાનને ગાળી નાંખે છે.વિદ્વાન પુરૂષો(Learned) પણ જેણીના ગુણનાં એકે અવાજે વખાણ કરી રહ્યા છે. જેણી ને મેળવવા માટે મોટા શ્રીમત અને મહર્ધિક જનો પણ પુણ્ય ધર્મ કર્યા કરે છે. એવી આ યુવતીનો ચતુર યુવક પૂર્વના પુણ્યથી મળેલી સુંદર અબળાનો તિરસ્કાર કરી તેણીની તરફ નજર સરખી પણ નહિ કરતાં સૂઇ ગયો. અરેરે ! આ કમનશીબ યુવક સંસારમાં અમૂલ્ય એવુ પૂર્વના સુસંચિતથી મળેલુ અમોઘ સુદરી રત્ન તેને ઉપભોગમાં લઈ સુખશાંતિ મેળવવાને ભાગ્યહીન નિવડયો હતો. તેણે સુંદર વચનથી આખરે દીલાસો આપ્યો હોત તો પણ સમુદ્રમાં ડુબી મરતાને કદાચ પાટીયાનો કકડો હાથ આવી જાય અને તે જેમ ડુબનારને કીમતિ સહાય આપે છે; તેમ આ સુદરીને પણ તેના વચન માત્રથી કાઇક શાતિ થાત ? ખરેખર ? એકાંતમાં પણ જ્યાંસુધી ઉભય નરનારીનાં પ્રેમ ભરેલાં દીલડાં એકમેક ન થઇ જાય ત્યાસુધી તેઓને લેશમાત્ર પણ સુખ

થતું નથી. જ્યારે યુવકે પલંગ ઉપર સુવાવડે ગોઝારણ રાત્રી પસાર કરી તે વખતે ચંદ્રમુખી વદના કમળાને ફક્ત જમીન ઉપર દુ:ખથી અશ્રુ ગાળતાં આખીરાત્રી પસાર કરવી પડી. ગોઝારણ રાત તું બિચારી ગરીબ કમળા માટે આટલા દિવસ ક્યા સંતાઇ રહી હતી ! કે બિચારીને ભરયુવાવસ્થામા આટલી બધી હેરાન કરે છે. વેરણ રાત્રીએ એક ધનાઢયની સુંદર બાળિકાને નહિ વર્ણવી શકાય એવુ દુ:ખ દેવામા કાઇ પણ ઓછાસ રાખી નથી. તેણીને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો ? કે મારે માટે આ વેરણ રાત નિર્માણ થએલી હશે ! ખેર ? રડી રડી ને હુ શુ કરીશ ! મારા રડવાથી કાઇ પણ અશે તેમનુ હૃદય પીગળવાનુ નથી, મારે હવે કોઇ ઉપાય કરવાની જરૂર છે આ જગતમા સત્ય અને ધર્મે જય રહેલો છે. માણસ ઉદ્યમ કરવા બધાયેલો છે દૈવ તેને મદદ કરે છે. હુ હવે તેમની આગળ કાલાવાલા કરવાથી, તેમજ તેમને પગે પડવાથી તેમનો પ્યાર મેલવી શકીશ નહિ, તે માત્ર બુદ્ધિથી યુક્તિપૂર્વક કામ કરવાથી થોડીજ વખતમા મેલવી શકીશ. જેમ ઠાકોરની આગળ બુદ્ધિ ચલાવી કાર્ય સાધી લીધુ, તેમ અહી પણ તે પ્રમાણે કઇ પણ કર્યા વગર તેને ખાતરી થશે નહિ. હશે? જે ભાગ્યમા લખાયેલ હોય તે ભોગવ્યા વગર માણસ ને છુટકો થાય નહિ. સ્વામીના વિયોગે આટલી જીંદગી તેમજ ખિલતી જુવાની પણ અત્યારે દુ:ખમા પસાર કરવી પડી, તેમના સમાગમમા પણ તેમનુ સુખ મેલવવાને હુ કમનશીબ, ભાગ્યહીન નીવડી, ખેર ! આ જગતમા કોઇને સદાકાળ દુ:ખ રહ્યુ નથી; તેમ સદાકાળ સુખ પણ રહેતું નથી, ગાડાના ચક્રની માફક સુખ અને દુ:ખ વારા ફરતી મનુષ્યને માથે આવે જાય છે. કમળાએ પોતાના મનને દિલાસો આપી રાત્રી જમીન ઉપર પસાર

કરી; હમેશ પલંગ ઉપર સુનારી તરૂણ નાયિકાને આજે માત્ર જમીનજ ઉપર પડી રહેવુ! તે કેટલું શોચનીય ગણાય? જ્યારે પતિએ તિરસ્કાર કર્યો તો પછી તેણીને હવે પલંગની કે બીજા કોઇની પણ શું જરૂર હતી? માત્ર જમીન તેજ તેનો આસરો હતી, એમ દુઃખ પરિપૂર્ણ. વેરણુરાત્રી મહા મહેનતે પસાર કરી; પ્રભાતનો પાચ વાગ્યાનો સુમાર થતાં તેણી સુવાની રૂમ છોડીને ચાલી ગઇ, હાલમાં પતિ તરફના સુખની લેશ માત્ર પણ આશા નહિ રાખનારી તેણી ત્યાંથી ખાસ અલગ પોતાની રૂમમા જઇ આરામ ખુરશી ઉપર પડી, કંઈક નિદ્રા આવતા ઉજાગરાની રહેલી ખોડ દૂર કરી સવાર થતાં સર્વ કોઇ જાગૃત થયાં, આપણો ચતુર યુવક પણ રાત્રીએ સુતો તેવોજ નિદ્રાવશ થએલો અત્યારે જાગૃત થયો છે, જુવે છે તો પડખે કોઇ પણ દેખાતું નથી તેણે મનમા સંતોષ માન્યો, કે ગઇ તો સારૂ થયુ, નહિતર અ-ત્યારમા કર્કશાનું મુખ મારે જોવુ પડત, તો આખો દિવસ હેરાનગતિ ભોગવવી પડત તરતજ બહાર આવ્યો, દિવસ ઉગવાની તૈયારમા હતો, આજે ઘેર જવાનુ હતું, પોતાની સાથે આવેલા પોતાના સગાવ્હાલાને મળી બપોરે વહુને વળાવવાનુ નકકી કર્યું.. તરતજ કર્પૂરચંદ શેઠને ખબર આપી. તેથી તેઓ પોતાની એકની એક દિકરીને પહેલ વહેલી સાસરે મોકલવાની હતી, માટે તેને મનગમતો દાયજો આપવા પુત્રી ને એકાનમા બોલાવી, પરન્તુ પુત્રીમાં અચાનક ફેરફાર જોઈ, તેણીના વદન ઉપર શોકને ઉદાસીનતાની કડવી છાયા નિહાળી, તેણીની મ્લાન થઇ ગયેલી કાંતિ દેખી તેણીના બાપને બહુજ લાગી આવ્યુ; પુત્રી! મારી આટલી બધી સંપત્તિ છતા તારા મુખ ઉપર શોકની છાયા દેખી મને બહુજ ખોટુ લાગે છે, પોતાની વ્હાલી પુત્રીને ખોળામા બેસાડી હૃદય સાથે આલિંગન આપી પોતાની અમૃત સરખી મીઠી વાણીથી

દિલાસો આપવા માંડ્યો. કમળાને કાંઇક શાંતિ થઇ, પરન્તુ તે કંઈ સ્વામીના સમાગમથી જે શાંતિ મલતી હોય તેમજ તેની મીઠી વાણીમાં જે મધુરતા રહેલી હોય તેથી થતી શાંતિ અત્યારે કયાંય મળવાની નથી. પુત્રી એ કહ્યું, પિતાજી ? મારે હાલમાં સાસરે જવાનુ નથી. કેમકે હાલમાં મારૂ શરીર ઠીક રહે છે. માટે મને સારૂ થાય, એટલે તમે મોકલજો. અત્યારે મારા સસરા તરફના માણસોને વિદાયગીરી આપો, ને તેમને જણાવો કે કમળાની તબીયત નરમ રહે છે, એટલે તેઓ પાછા જશે, પરન્તુ પોતાના પિતાને બીજી વાત કરી નહિ, પીતા પુત્રી મળી ભેટી જુદા પડયા. કર્પૂરચંદ શેઠે તરતજ કમલાના સાસરીયા પક્ષના માણસોને ઉપલી પૂર્વોક્ત હકીકતથી માહેતગાર કર્યા, સસરાના મુખથી આ બિના સાભળતાજ યુવક મનમાં ખુશી થયો, કે ઠીક થયુ રાડ આવી હોત, તો દરરોજ તેણીને જોઇને મારૂ લોહી ઉડી જાત. ભલે અહીં રહી, તેને ફાવે તેમ કરે, પછી બપોરે કર્પૂરચંદ શેઠે સાસરા પક્ષના માણસોનો તેમજ જમાઈ વગેરે સર્વનો યથાયોગ્ય સત્કાર કરી તેમને વિદાય કર્યાં, અને તે પોતાના ગામ ગયા.

---

## પ્રકરણ ૭ મું.

## એક છૂપો ભેદ




દરતની સ્વાભાવિક અને કૃત્રિમ એવી અનેક પ્રકારની વિવિધ રચનાઓથી સરજાયેલુ આજગત, જીવોને જન્મ મરણ સુખ દુ ખ, આનદ અને દિલગીર વગેરે વિચિત્ર ઘટના અનુભવવાની એક અનુભવ શાલા હોય તેમ સમજુ જનો સમજે છે. અને સમજુ માણસો માનવની અમુલ્ય અને મોઘી સરતે બક્ષાયેલી જીંદગી ક્ષણીક

તેમજ નાશવંત છે, એમ સમજી ધર્મ પરાયણ થઈ ઉદાસ ભાવે જગતમાં સત્માર્ગે ન્યાય રીતિથી પોતાનો નિભાવ કરી શકેછે. નાનાં નાનાં ગામડાઓમાં બ્રાહ્મણો કે સાધુઓ વગેરે કથા પુરાણો વાંચી જગતની માયારૂપ જંજાળમાં ફસાઇ ગયેલા પ્રાણીઓ પાસે કાઇક ધર્મ, પુણ્ય-દાન કરાવી સત્માર્ગે જોડે છે અગર તો કેટલાક પૂર્વ જન્મના સંસ્કારથી પણ સત્માર્ગે સ્વત. જોડાઇ પૂણ્ય, ધર્મ, વગેરે કાર્ય કરવામાં અથવા તો કથા પુરાણો સાભળવામા તત્પર થાય છે. ઘણી ખરી વાર પોતપોતાના સાધુઓ આવીને કથા પુરાણો વાચી માણસોને બોધ કરી તેમને પોતાની બુદ્ધિ અનુસાર સમજાવે છે. તેવીજ રીતે કોઈએક જોગણ લગભગ બે હજાર ઘરની વસ્તીવાળા કોઈ શહેરમા દાખલ થઇ, તે ગામની મધ્ય ધર્મશાળામા ઉતરી પોતાનુ કામ સાધવાને પોતે અવધુત જોગણ બનેલી છે. પોતાની સાથે બીજી બે સ્ત્રીઓ સામાન્ય સાધ્વીઓ બનેલી છે તેઓની પાસે થોડોએક સામાન દેખાય છે એવી તે ગામમા થઇને ચાલી જાય છે. શહેરના દરેક લોકોને અબધૂત જોગણને જોઇ ઘણીજ નવાઇ ઉત્પન્ન થએલી છે અને દૈવને ધિક્કાર આપતા છતા અનેક પ્રકારની વાતો કરવા લાગ્યા, અહો ! આવી નાની ઉમરમા, સુદર કાતિવાળી એવી તરૂણ તરૂણી સુદરીએ શામાટે જોગણનો વેશ અંગીકાર કર્યો હશે ? તે પરણેલી હશે અથવા તો કુંવારી હશે. કે તેણીનો કમનશીબવાળો ઘણો હીણભાગી નિવડયો હશે વગેરે અનેક પ્રકારના વિચારો લોકોને ઉપજાવતી અબધૂત જોગણ જેણે માથેથી કમર પ્રદેશ સુધી સુંદર નાજુક વાળની જટા રાખેલી છે, જેણીએ સર્વ અંગે ભભૂતી લગાવી છે, અને ગળાથી પગની પાની સુધી એક મોટી કફની ધારણ કરેલી છે, જેણીના એક સુકોમળ હસ્તમાં વિણા દંડ શોભી રહ્યો છે, એવી તે પોતાની વીણાને વગાડતી

તેના મધુર અવાજથી સર્વ જનને ક્ષોભ પમાડતી પોતાની તરફ સર્વના મનને આકર્ષણ કરતી, જાણે નગરની દેવી જોગણ થઇને ગામના લોકોને બોધ કરવા, અથવા તો તેમને દીલાસો આપવા આવી હોય' તેમ બજારની ખુબીનુ અવલોકન કરતી, તેણીયે ધર્મશાળામાં આવી પોતાની જગ્યા લીધી, શહેરના શ્રીમત લોકોએ પોતાના ધનનો સદુપયોગ કરવા માટે બંધાવેલી આ ધર્મશાળામા શુ ખામી હોય' તો પહેલા મજલે મોટો હોલ કાઢવામા આવેલો છે, અને તેની એક બાજુએ અં-ર બે ત્રણ નાની નાની રૂમો અલગ પાડવામા આવી છે, કે શહેરમા કોઈ સાધુ સંત આવે તો તે રૂમમા પોતે રહી શકે, તેમજ કથા પુરાણ સાભળવા માટે શહેરની નરનારીયોને બેસવા માટે તે હોલ બધાવવામા આવ્યો હતો. જેથી દરેક લોકો તેમા કથાપુરાણ સાભળવા આવતા. હાલ ધર્મશાળામા કોઇ નહી હોવાથી બધ રાખવામા આવતી હતી, તેથી તેને ઉઘડાવી જોગણે તેમા પોતાનો ઉતારો રાખ્યો, જોગણ અંદરની રૂમમાજ રહેતી, તે બહાર નીકળતીજ નહિ, દિવસે તે કોઇને નજરે પડતી નહી અને રાત્રે તેણે પોતે કથા વાંચવાની શરૂ કરી હતી, જેથી ગામમા જેમ જેમ ખબર પડતી ગઇ તેમ તેમ માણસોની આવક વધતીને વધતી થવા લાગી, થોડા વખતમા તો ધર્મશાળાનો હૉલ સંપૂર્ણ ભરાઈ ગયો, લોકોને પણ એવો તો રસ પડવા લાગ્યો, કે જ્યા વખત થતો કે લોકો આગળ બેસવાની જગ્યાને માટે જેમ બને તેમ પરવારી ને વખતસર આવી જતા, પરન્તુ જોગણ તો જ્યારે વખત થાય ત્યારેજ અંદરથી બહાર આવી પોતાના આસને બેસતી, કથા પુરણ થયા પછી તરતજ ઉઠી અંદર જઈ કમાડ વાસી દેતી, અને સર્વે કોઇ પોત પોતાના સ્થાનકે ચાલ્યુ જતું. કોઇ તેણીની અજબકાંતિ જોઇને તેણીની સાથે વાત કરવાને ઇચ્છે, ત્યારે કોઈ તેણીની વિદ્વત્તા

જોવા ખાતર તેને પૂછવા પ્રયત્ન કરે, પણ કોઈ સાથે તે બોલતીજ નહિ.

વાંચક ? તમને માલૂમ પડી હશે કે આ જોગણ કોણ અને ક્યા ગામમાં આવી છે. જો તને ખબર નહોય, તો તું ધીરો થા, ( Have pations ) ઉતાવળ કરીશ નહિ; ઉતાવળે આંબા પાકે નહિ, ઉતાવળે કુવામાંથી પાણી નિકળે નહિ, દરેક કામમાં ઉતાવળ કરવાથી આપણને જોઇએ તેટલો લાભ મલે નહિ. “ ઉતાવળા સો બાવરા ધીરાસો ગંભિર ” એ કહેવતનું રટણ કર, ઉતાવળ કરવાથી કોઇ પણ કાર્ય વિજયી નિવડતું નથી. ઉતાવળમા આપણે કોઇ વખતે સાહસ પણ કરી શકીયે છીએ, માટે દરેક વખતે ધિરજ રાખવી, તો ભવિષ્યમાં તેના મીઠા ફળ માણસ મેળવી શકે છે, તું પણ જાણીશકે આ અવધુત તરૂણી જોગણ કોણ છે ? તેણીએ બચપણ અવસ્થામાં જોગીપણુ અંગીકાર કેમ કરેલુ હશે ? તે સર્વ હકીકત ધીરજ રાખવાથી તું જાણી શકીશ.

અવધુત જોગણને કથા વાંચતાં કેટલાક દિવસ પસાર થયા, તેવામાં કથા સાભળવા માટે આવેલા ઘણા માણસોમાથી કોઈ એક યુવકનુ તેની વિદ્વતા જોવા માટે અને એકાંતમા તેણીનાં મીઠાં અને મધુરાં અમૃત સરખા વચનો સાભળવાને માંટે દીલ ખેચાયુ, જોકે ઉઠતાની સાથે પોતાના બારણાં તે બધ્ધ કરી દેછે, પરન્તુ ગમે તેમ કરી તેણીની સાથે વાત તો કરવી, આપ્રકારે મનસુબો થવાથી બીજા દિવસે વહેલો આવી જયાં જોગણનુ આસન હતું; ત્યાં તેણીની સમીપમાં તેની નજર પોતાની ઉપર પડી શકે, તેવી રીતે બેઠો. કથા ચાલતાં તે પૂરણ થવા આવી એવા અવસરમાં વખત તાકી પેલા યુવકે બોલવું શરૂ કર્યુ, કે આપના પસાયથી હુ પણ વિદ્વાન છુ,આપ થોડી મારી વિદ્વતા તો જુવો ! હું આપની સાથે થોડો વાદ કરવાને ઇચ્છુ

છું; જોગણ બોલી, હું પરપુરૂષનો સંગ કરતી નથી, મારે તમારી સાથે વાદ કરવો નથી, તેમ એકાતમાં હુ કોઇની સાથે વાત પણ કરતી નથી. યુવકે કરગરીને વિનતિ કરી, કે આપ એકાંતમા મારી વાતો તો સાંભળો ? મારી વિદ્વતાથી હુ આપને ખુશી કરીશ, મેં દેશ દેશાવર પરિભ્રમણ કરી અનેક પ્રકારની વિદ્યાઓ પ્રાપ્ત કરી છે. અવધુત જોગણ તેને જોતાજ ઓળખી ગઈ, કે આ યુવક મારા પરિચયનો છે માટે એકાતે આવવા દેવામા કોઇ પણ જાતનો વાંધો નથી, તરતજ વિચાર કરી કાલે આવવાની આજ્ઞા કરી, રૂમમા દાખલ થઇ ગઇ, અને બારણા વાસી દીધાં. પેલો યુવક પોતાના નશીબને ધન્ય માનતો છતો પોતાના ઘેર ચાલ્યો ગયો. જેમ તેમ રાત્રી નિર્ગમન કરી પ્રાતઃકાળમા નાહી ધોઇ, પોતાનુ નિત્ય કર્મ કરી, આશરે દશ વાગ્યાના સુમારે જોગણ પાસે જવા નિકળ્યો, ધર્મશાળામા દાખલ થતા અંદરની વાસેલી રૂમ હતી, તેને ઠોકવાથી દાસીએ ઉઘાડી અદર આવવા દીધો, રૂમમા અવધુત જોગણ જાણે પોતે સમાધિમા બેઠેલી છે, એવા ડોળમા બેઠેલી જોગણીએ, વદન કરી પોતાની સામે બેઠેલા નાગર પુત્રની સામે પોતાના નેત્ર ખુલા કર્યા, પોતાની દાસીઓને નેત્ર સકેતથી બહાર જવાની આજ્ઞા કરી, એકાત અવસ્થામા યુવકનુ મન સુંદર તરૂણ જોગણને દેખી તરતજ પીંગળી ગયુ; જોગણે પણ હાવ ભાવ પૂર્વક નેત્રના કટાક્ષથી યુવકના હૃદયને આકુળવ્યાકુળ કરી નાખ્યુ, જોગણને પોતાનો જોગીપણાનો હેતુ આજે સફલ કરવાનો હતો, તેણીના દર્શન માત્રથી ઘણા જનોનો મદગળી જતો હતો. તોપણ આ સાધ્વી કોઇના સામી નજર સરખી પણ કરતી નહિ. તે સુદર બાળા જોગણના વિચિત્ર વેશમાં અત્યારે પોતાની પાસે આવેલા યુવકને છળવાનો વિચાર કરે છે. તેને ઠગવામાજ પોતાનું હીત સમાયેલુ છે. એમ

સમજે છે. તો પછી તેના કટાક્ષથી વિંધાયેલા આ બિચારા તરૂણ યુવકનું શુ ગજુ હોય! કે તેની આગળથી સલામત પાછો જઇ શકે! પોતે એક સુંદર જોગણ બાળાની સમીપમાં બેઠેલોછે તેને માટે પોતાને અહો ભાગ્ય માનવા લાગ્યાં. ચતુર એવી ચતુરા પારસમણી જેવી, તેનો પાર પામી ગઈ, પણ યુવક આ કોણ છે તે કેમ જાણી શકે? તેને તો લેશ માત્ર પણ ખબર પડી નહિ, કેટલીક વખત વાત કર્યા પછી દાસોને હાક મારી રસોઇ તૈયાર થઇ છે! તે માટે પૂછયુ; ત્યારે જવાબમા ફક્ત આપનીજ રાહ જોવાય છે, સર્વ રસોઇ તૈયાર થઇ ગઇ છે. આપ જમવા પધારો! પેલા યુવકને પણ અહીં ભોજન કરવા જણાવ્યુ, પણ તેણે ના પાડી, પરન્તુ મનમા તો જમવાનો ઘણો ભાવ હોવાથી તેણે ધીમે ધીમે સાદે જમવાની ના પાડી, જોગણે હાવ-ભાવથી અને હાથની લટક મટકથી પોતાની મુસલમાનીની બોલીમાં તેને ફસાવી દીધો, કે તેને જમવાનુ સ્વીકારવુ પડયુ, તરતજ બ્રાહ્મણના હાથની રસોઇનો થાળ મગાવી તેના આગળ મૂકી દાસી વગેરે ચાલતા થયાં, ફક્ત આપણો યુવક અને જોગણ બે જણ બેઠેલાં છે. જોગણે યુવકને જમવાનું શરૂ કરતા પહેલાં કહ્યુ કે સાભળજો? પ્રથમ મારા હાથના પાચ સાત કોળીયા જમો, પછી આપ ખુશીથી જમજો પેલો યુવકતો તેનો દાસ થઈ ગયો હતો, તે જમ્યા પછી તેણીની સાથે આનંદ ભોગવવાની ઈચ્છા જણાવવા લાગ્યો પેલી જોગણે નેત્રોના હાવભાવથી તેને દીલાસો આપી કહ્યુ કે તમો શા માટે મુંઝાઓ છો, મારા હાથનું જમ્યા પછી આપણે મરજી મુજબ એંશ આરામ કરીશુ; તમો આવા એકાત સ્થળમાં મારા હાથનું જમશો તો કોણ જાણવાનુ છે. જો કે હુ તો તરકડી છુ, પરન્તુ મારા માણસોને હું કહીશ કે કોઇ આપણી વાત ઉઘાડી પાડશે નહિ; યુવકે આનાકાની વગર

તે વાત કબુલ કરીને તેણીના હાથના પાચ સાત કોળીયા જમી લીધા; પછી તુરત દાસીને સંજ્ઞા કરવાથી તેને બહાર તેડી જઇ તેના કહેવા છતાં પણ તેને બહાર કાઢી મુકયો. તે મનમાં ફીકર કરતો રાડોઓ છેતરી લીધો જાણી ગુપચુપ પોતાના ઘેર ચાલ્યો ગયો, અને દૈવને દોષ આપી પોતાના દીવસો ગુમાવવા લાગ્યો આ તરફ જોગણ પણ પોતાનુ કામ પુરણ કરી તરતજ ત્યાથી રવાને થઇ, અને ગામ છોડી ચાલી ગઇ.

## પ્રકરણ ૮ મું

## પીતા અને પુત્રીનો સ્નેહ



સૃષ્ટિની મનોહર અને આનદ દાયક કુદરતી લીલાઓથી વર્ત્તમાન, ભવિષ્ય અને ભૂતકાળની રચનાઓ માણુસને ભિન્ન ભિન્ન અસર કરે છે. માણુસ જેવું અમુલ્ય ગણાંતું પ્રાણી આજુ બાજુના સંયોગોથી પોતાની કીમતિ કામાને આ નાશવંત અને ક્ષણીકસુખથી પરિપૂર્ણ સંસારમાં શોષાવી નાખી પોતાના હાથે દુઃખરૂપી સમુદ્રમાં ડુબાવી તેનો અંત આણે છે, જોકે જીવને સંસારમાં માનવજીવન કેટલુ મોંઘુ છે તે તો તત્વના જાણકારોજ સમજી શકશે પરન્તુ અજ્ઞાનતાના વશ થકી સંસારમાં ઘણાં નરનારીયો સંયોગોને આધિન થઇ જીંદગી રૂપી અમૂલ્ય રત્નને સમુદ્રમાં ફેંકી દે છે. જ્યારે પ્રતિકુલ સંયોગોમાં ફસાયેલો પ્રાણી પોતાની જીદગીને નકામી ગણી

તેને ક્ષય પમાડે છે. તો અનુકુલ સંયોગોને આધિન થએલો પ્રાણી પોતાના જીવતરને લાંબુ ચાહે છે, અને તેજ જીવને પ્રતિકુલ સંયોગે સર્વ વિપરીત ભાસે છે, જગતમાં દરેક વ્યક્તિના વિચારો તેને આજુ-બાજુના જેવા સંયોગો વિંટાણા હોય, તેનેજ અનુકુળ હોય છે ભિન્ન ભિન્ન સંયોગોમાં પણ એકજ પ્રકારનો વિચાર એ આપણા સરખા જીવોને માટે કંઈક મુશ્કેલી ભરેલુ લેખી શકાય, જો કે જગતમા એવા પણ શૂરવીર નરો હોય છે. કે જેમના દરેક કાલમાં અને પ્રત્યેક સંયો-ગોમા એકજ વિચારો હોય, પરન્તુ માયાના ભયમા ફસાયેલા પામર પ્રાણીયોના હૃદયમા સર્વ કાળ એકજ જાતના વિચાર રહી શકે નહિ, કારણકે આપદાઓ તેમને શીર રહેલી છે. તેથી દુ ખમા તેમના જે વિચારો હોય તે બીજી અવસ્થામા રહેતા નથી, અને સુખમા જે વિચારો હોય તે દુઃખમાં હોય નહિ. એમ માનવોનુ વિચારરૂપી વાતાવરણ ક્ષણીકે ક્ષણીક ફર્યા કરે છે. માનવોની સ્થીતિઓ ઉલટ પુલટ પલટાયા કરે છે. જીવોની દશા ફરતાં વાર લાગતી નથી, દુ ખીયા નરો સુખ સ્થીતિમાં મુકાય છે, જ્યારે સુખમાં લીન થએલા જીવોને માથે દુ.ખ અને આપત્તિઓ ડોકીયાં કરતી હોય એમ જણાય છે, આપણી વાર્તાની નાયિકાનુ શરીર તન્દુરસ્ત થવાથી તેમં તેણીના વાર વાર કથનથી તેણીના બાપ આજે તેને સાસરે મોકલવા માટે તૈયારીયો કરી રહ્યા હતા. આજ દીન સુધી જે પોતાની વ્હાલી પુત્રી પોતાના ઉત્સંગમાં રમતી હતી, તેણીને આજે સાસરે મોકલતાં કર્પૂરચંદ શેઠનો જીવ કેમ ચાલે.? કોણ જાણે કે સાસરે તેને સુખ છે યા દુઃખ છે, તેણીની વ્હાલથી કોણ ખબર પૂછશે. અરેરે ? વ્હાલી પુત્રીને આજે નજર આગળથી દૂર કરવી પડશે. સાસરામા તેની સારવાર કોણ કરશે ? અરેરે ? વ્હાલી કુંવરી ત્હારી સંભાળ કોણ લેશે ? એમ પુત્રીને માટે વારંવાર

તે મુંઝાવા લાગ્યો. કમળાનાં માબાપ મોહનીય કર્મના વશથી આજે શોક સાગરમા ડુબવા લાગ્યાં, પણ શુ કરે? પુત્રીએ પરાયુ ધન ગણાય. માટે તેણીને સાસરે મોકલવીજ જોઇએ, તેમાં વળી યુવાવસ્થામા તો પુત્રીને સાસરેજ રાખવી જોઇએ, પુત્રીનુ સુખ દુખ તેના ભાગ્યમાજ લખાયેલુ હશે તેમ તેને મલશે બાપની અમોઘ સંપત્તિ પુત્રીને શા કામમા આવવાની છે માટે "પિયરની સોનાની પાલખી કરના સાસરાની શૂળી." ને સિંહાસન સમાન ગણી તેને વધારે માન આપી પોતાના ભરથારની તન મનથી સેવા કરવી જોઇએ, વ્હાલી પુત્રી? સાસુ સસરાની આજ્ઞા માની સુખના આધાર રૂપ સ્વામીની સેવા કરવી એજ સતી સ્ત્રીઓનો ધર્મ છે. આ જગતમા સ્ત્રીને પતિ સમાન અવર સુખ નથી. જીંદગીનો સાથી એવા પતિ તરફથી જેણીને લેશ માત્ર પણ સુખ નથી. તેની જીંદગી ફોગટ છે એમ સમજવુ, સતી સ્ત્રીઓને પોતાના ભરથારને સંતુષ્ટ રાખવામાજ જીંદગીનુ સર્વસ્વ સમાયેલું છે, સ્ત્રીઓએ પોતાને ગમે તેવો ભરથાર મળ્યો હોય, પરન્તુ તેને માટે વારંવાર અફસોસ નહિ કરતાં તેને દેવતુલ્ય ગણી તેને માટે કદાપિ પણ ઓછુ લાવવુ નહિ, કારણકે પૂર્વકૃત કર્મના ઉદયથી માણસો સુખ, દુખ, રૂપ, ગુણ વગેરે સર્વ સયોગો મેળવી શકે છે માટે મળેલી દશામા સંતોષ માની પોતાના ભરથારને લવલેશ પણ દુખી નહી કરી જીંદગીરૂપ નૌકાને સતોષમા, શાતિમા, અને સુખી અવસ્થામા પસાર કરવુ; વારવાર સ્ત્રીઓના કલેશ કજીયાથી જીંદગીના શાતિ સુખમાં ઘણીવાર ખલેલ પડે છે, પછી વિરોધ ભાવે જીવતર ચાહે તેવી રીતે સ્ત્રી અગર પુરૂષ ગુમાવી શકે, પરન્તુ સાર જેવું તે ગણી શકાય નહિ. ગમે તેવી ડાહીને સમજુ સ્ત્રી છતાં પણ જ્યારે તેણીનાથી તેના પતિને જો સુખ ન થાય. તો એવી ઉત્તમ સ્ત્રીએ કરીને પણ શુ સરવાનુ છે? અને પુરૂ-

પને પણ સમજવું કે આપણા આશરે રહેલી, અને આપણાજ ઉપર આધાર રાખી આપણા સુખ દુઃખમાં ભાગ લેનારી, અબળાનો આ જગતમાં પતિ સમાન બીજો કોણ આશરો છે ? તેણીનુ ભરણ પોષણ કરવા વડે કરીને તેમજ યથાશક્તિ તેનું રક્ષણ કરવે કરીને પોતાની તરફથી તેણીને પુરતો સંતોષ મળવોજ જોઇએ, સ્ત્રીને જો પતિ તરફનું સંપૂર્ણ સુખ હોય અગર પુરૂષને પણ સારી ભક્તિવાળી સ્ત્રીનો મેળાપ થયો હોય, તો તેમનુ જીવતર આ જગતમા એશઆરામ અને આનંદદાયક ગણી શકાય છે, વ્હાલી પુત્રી ? તું ઉત્તમ કુલમા જન્મ પામનારી, સ્ત્રી ગુણોને ધારણ કરનારી, સુશીક્ષિત બાળિકા છે સ્ત્રીઓની ફરજો જોકે ત્હારી જાણ બહાર નથી, સ્ત્રીના ધર્મોની તને સંપૂર્ણ માહિતી છે. તેથી સાસરાના કુલને શોભાવી તારા સ્વામીને સંતોષ આપી તેનુ મન પ્રસન્ન રાખવા તું હરરોજ તત્પર રહેજે, પોતાને ઘેર દાસ દાસી ગમે તેટલા હોય, પરન્તુ સતી સ્ત્રીઓ સ્વામીને માટે પોતેજ તેની સેવામાં હાજર રહી તેની ઉદાસીનતાને ક્ષણીકમા મધુર વચનોએ કરીને નાશ કરી શકે છે. પતિની સેવા કરી તેના દીલને રંજન કરવા કરતા બીજુ કોઈ વશીકરણ નથી, સ્ત્રીઓએ તનમનથી પતિની ભક્તિ કરી તેને પ્રસન્ન કરવો તેજ તેઓને માટે ખરૂ કાર્મણ કહી શકાય છે. પોતાની પાસે પુષ્કળ ધન ધાન્યના ભંડાર ભરેલા હોય, અતુલનીય ઋદ્ધિ સિદ્ધિથી મનગમતો વૈભવ મલેલો હોય, પરન્તુ એ વૈભવમાં જો સ્ત્રીને સ્વામી સુખની માત્ર કમીના હોય તો તે સર્વ નકામોજ ગણી શકાય, તેમ સ્વામી છતાં પણ કદાચ અન્યોઅન્ય કુસુંપમાં સપડાઇ ગયાં હોય, તો એવા વૈભવનો પણ અંત આવી જાય છે. અથવા જ્યાંસુધી અન્યોઅન્યના દીલની લાગણીઓ એક રૂપ થાય નહિ, અગર જ્યાંસુધી પરસ્પર પ્રેમ ભરી લાગણીયો ઉત્પન્ન થઇ શકે

નહિ. તેટલા અરસામાં કલેશ અને કજીયા યુક્ત તેમનાં જીવતર પસાર જાય છે. પુત્રી ? તેં આજ સુધી પિતાની શિતલ છાયામાં જે એશ આરામ ભોગવી છે, તેને આજથી જો સાસરે તારે તારા પિતાના નામને અજવાળવુ હોય તો તું તિલાજળી આપજે; પિતાને ઘેર જ્યારે પાણી માગતા દાસીયો દૂધ લાવી હાજર કરતી, પિતાને ઘેર જેની સેવામાં દાસ દાસીયો રહેતી, એવી તારે હવે પારકે ઘેર દાસી તરીકેનું કામ કરવુ પડશે, તું અન્ય જનોને મનગમતા હુકમ કરતી, તે આજે હવે પછી તારે બીજાના હુકમો સાંભળવા પડશે. તેમના હુકમને તારે માન આપવુ પડશે. આજ સુધી એક અક્ષર પણ તને કોઈ કહી શકતું નહિ, ને હવેથી તારે સાસરામા કર્કશ અને કઠોર વચનો સાંભળવા પડશે, પુત્રી ? આજથી તારી જીંદગી નવી શરૂ થવાની છે. આજથી પુત્રીના રૂપથી ફેરવાઇ તું સ્ત્રીરૂપમા મુકાઇ ગઈ છે, જીંદગીની નવી શરૂઆતમા ત્હારે નવીનજ બાજી રમવાની છે, તારે દરેકના સારા ખોટા બોલો સાભળવા પડશે, આજ સુધી મનનું ધારેલુ કરનારી વ્હાલી પુત્રી ! ત્હારે બીજાના હુકમથી ફરમાવેલુ કાર્ય કરવું પડશે. તારા પિતાના ગૃહરાજ્યમા લોકો તારી મહેરબાની મેળવવા ઇચ્છતા. તારી સાહેલીઓ તારી મહેરબાની મેળવવાની ખાતર મીઠા અને મધુરાં વચનો બોલી તને પ્રસન્ન રાખતી હતી, તે તારી નવીન જીંદગીમાં ફેરવાઇ ગયુ છે. હવેથી તારે મીઠા વચનો બોલી બીજાના દીલ રંજન કરવા પડશે, તારે બીજાંની મહેરબાની મેળવવા તેમની ખુશામત કરવી પડશે, સાસરામાં દરેકનાં વચનો તારે સાભળવાં પડશે, વ્હાલી પુત્રી ? તને જા કહેતાં અગર મોકલતા મારો જીવ ચાલતો નથી. પણ હુ શુ કરૂ ? નિરૂપાય છું ! તને સાસરે મોકલ્યા સિવાય મારો ઉપાય નથી; તું સાસરાનું ને પિતાનુ કુળ જેમ શોભે તેમ કરજે. તારા જેવી સમજુ અને ગુણિ-

યલ પુત્રીને માટે મને અભિમાન છે, માટે સાસરે સારૂ દેખાય તેમ કરજે, પિતાએ પુત્રીને ઉપદેશ આપ્યો. સુશીક્ષિત પુત્રીએ આખર વખતે પીતાના ઉત્સંગમાં બેસી શ્રવણ કર્યો, પછી પિતાએ કમળાના સાસરે જવાને માટે બે ચાર દાસીયો તથા કેટલાક વૃદ્ધ, અનુભવી શુરવીર માણસો તૈયાર કર્યા, કમળા પણ પોતાની સાહેલીઓ પોતાને મળવા આવેલી તેઓને મળી ભેટી તેઓની સાથે ગમત કરી થોડો વખત આનદમાં પસાર કરી સાસરે જવાને માટે તૈયાર થઈ, પોતાના બાપે તેણીને મનગમતો દાયજો આપ્યો હતો, તેણીનુ દીલ દુઃખાય તેવું કાંઈ પણ કર્યું નહોતું આજે સાસરે જવાનુ હોવાથી કમલાને આનદ આનદ છવાઈ રહ્યો હતો. તૈયાર થઈ માણસો વગેરે સર્વ કોઇ આવી ગયુ હતું પોતે તથા તેણીને સાસરે વળાવવા માટે સગાં વ્હાલાં આડોશી પાડોશી તથા સખીવર્ગ સર્વ એકઠો થયો છતો તેણીને અનેક પ્રકારની શીખામણી આપી રહ્યો હતો. સર્વ કોઈ સુદરપુરના બજાર માર્ગે કમળાને વળાવા ચાલ્યુ જાય છે, સુદરપુર શહેરની બહાર સુધી સર્વ કોઇ વળાવવા આવ્યુ, કેટલુક વળાવીને પાછુ ગયુ છે, ત્યારે કેટલુક ગામની બહાર સુધી વળાવવાને આવેલુ છે, માતાપીતાએ અશ્રુ પરિપૂર્ણથી તેણીને મળી વિદાયગીરી આપી, તેઓ સર્વ કોઈ ચાલતા થયા, માતાપીતા જ્યાં સુધી પુત્રી દેખી શકાઇ, ત્યાં સુધી તો ઉભાં રહ્યાં, પણ છેવટે જ્યારે તે સર્વ કોઇ દેખાતા અદરા થયાં, ત્યારે ઉતરી ગયેલે મુખે પુત્રીના ગુણોને સભાળી વારવાર અશ્રુ બિંદુને ખેરવતાં ઘર તરફ ચાલ્યા, તેમને દીલાસો આપતું સર્વ સાજન ગામ તરફ વળ્યુ. છતું પોતાને ઘેર ગયુ. તેઓને માટે આજનો દીવસ દીલગીરીનો હતો.



# પ્રકરણ ૯ મું.

## દુઃખમાંથી ફુટેલો સુખનો અંકુર.



ગ્રીષ્મઋતુના તીવ્ર તાપને લીધે જગતની સપાટી ઉપર ગરમાઇના પરમાણુઓ ફેલાઈ રહેલા હતા. સખત ગરમીના દીવસો હોવાથી શ્રીમંતવર્ગ બપોર પછી બહાર પણ નિકળી શકતો નથી, અને સાંજના જેઓની ગગન ચુંબન કરનારી હવેલીયોની આગળ ફુવારાઓ પોતાનામાથી નીકળતા પાણીથી આજુબાજુના પ્રદેશોને આર્દ્ર કરતા અસાડ માસના વરસાદની માફક ટમટમ અને મંદમંદ વરસાદ વરસાવી રહ્યા હતા. ગામ જો કે બે હજાર ઘરોની વસ્તીવાળું હતુ, પણ ધનાઢ્યોના વૈભવથી તેમજ તેઓની ભવ્ય મકાનની બાંધણીથી જગતની સુંદરતામા વધારો કરી રહ્યું હતું. મુસાફરોને આનંદનુ સ્થાન એવુ આ નદી ગામ પણ સુંદર શહેરોમા ગણતરી કરી શકાય તેવુ હતું. શહેરમાં નાગર ગૃહસ્થના ઘર ગણ્યાં ગાઠયાં માત્ર થોડાંજ હતાં, તોપણ તેઓ પૈસાદાર હોવાથી તેઓનો વૈભવ જોઇને દેશ દેશાવરની મહર્ધીકની કન્યાઓ પણ તેમને ત્યાં આવતી. તેઓમાનો એક નાગર યુવક જેનુ વય માત્ર ચોવીશ વરસનુ છે, એવો તે યુવક જો કે હાલમા પોતાના પિતાના

મરણુથી વેપારમાં જોડાયેલ છે વળી નાની ઉમરમાં જેણે અનેક દેશા-વર ફરી વિદ્યાઓ મેળવી છે, નાની ઉમર છતાં ધંધા રોજગારમાં પાછો હઠે તેવો નથી, જેણે બાપની અખુટ દોલત છતાં પોતાના બાહુબ-ળથી પુષ્કળ પૈસો ઉપાર્જન કર્યો છે એવો તે યુવક આજે પોતાના ભવ્ય મકાનમાં નાનકડા બગીચાના ફુવારા પાસે પડે બેંચ (બાંકડા) ઉપર એકલો બેસીને કોઈ ઉંડા વિચારમાં ઉતરેલો હોય, એમ તેના વદન ઉપરથી જોનારને તુરત માલૂમ પડી શકે ! અરેરે ! આજ દીવસ સુધી શાંતિમાં દીવસો પસાર કર્યા છતાં પાછી આપણને લપ વળગી. જો કે તેણીના બાપે તેણીને મોકલી તો ભલે, પણ એવી કુલટા નારીનુ મારે શુ કામ છે? એવી સ્ત્રીની લેશ માત્ર પણ મને દરકાર નથી. હું તેને જોઉ છું કે મારૂ હૃદય બળી જાય છે. તેના ઘેર હતી, ત્યાં સુધી સારૂ હતું, સ્ત્રીનો જ્યારે ઑરતો થતો ત્યારે મન વાળી બેસી રહેતો, અને દૈવ ઉપર આધાર રાખી દીવસો નિર્ગમન કરતો. ખાનદાનના કુટુંબની શ્રીમંત અને ધનાઢ્ય ઘરની કન્યા મળવાથી, તેની હયાતિ સુધી મારાથી બીજી વાર લગ્ન કદાપિ થઇ શકે નહિ, એવો અમારી ન્યાતમાં સાર્વજનીક એટલે ગરીબ અને શ્રીમતને સાધારણુ નિયમ હોવાથી, બીજી વખત કન્યા મળી શકતી નથી. આવા વિચારમા લીન થએલા આપણી વાર્ત્તાના ચડસીલા અને કદાગ્રહી યુવકને બીજી વખત પરણવાની લાલસા છતા પણ તેને ઘેર કોઇ કન્યા ઉતારતુ નહિ, તેથી મનની ઇચ્છાને મનમાજ સમાવી દૈવ ઉપર ભરૂસો રાખી તેને પોતાના દીવસો શાંતિમાં પસાર કરવા પડતા જો કે તેને એક વિધવા મા હતી, તે તેને વારંવાર સમજાવતી. વહુંને સાસરે તેડાવવા તે વારંવાર કહ્યા કરતી, પરન્તુ પુત્ર તેની વાત ખ્યાલમાં લેતો નહિ, ને પોતાનો

ખરો ભેદ પણ આપતો નહિ. પરન્તુ આજે તો વહુ પોતેજ સાસરે આવી હતી, તેણીને જોઇને સાસુ બીચારી તો ઘેલી ગાડી થઇ જતી હતી. પરન્તુ તેણીની આગમનની વાર્ત્તા પોતાના ચાકરોના મુખેથી શ્રવણ કરતા વળી પાછી પીડા આવી, તેને માટે તે અફસોસ કરવા લાગ્યો. ફુવારા પાસે પડેલા બેંચ ઉપર સાજની મંદમંદ શીતલ વાયુની લહેરોનો અનુભવ કરતો કંઇક માનસીક દુ:ખ અને આજુબાજુના બહારના સંયોગો વડે ઉપજતી શારીરિક શાંત સ્થીતિથી આનંદ અને દુ:ખનાં મોજા વચ્ચે તે અથડાવા લાગ્યો. અરેરે ? ત્યાંથી તો દૈવે મને તેનાથી છુટો કર્યો; પણ અહી હવે હુ શુ કરીશ ? જોકે યુવાવસ્થામા પુરૂષને સ્ત્રી સમાન કોઇ પ્રિય વસ્તુ નથી, પુરૂષને સ્ત્રી સિવાય અન્ય કોઇ સ્થળે શાન્તિ મલતી નથી. તથાપિ નિર્ભાગી એવો હું સ્ત્રી સુખથી કમનશીબ નિવડ્યો છુ, આવા પ્રકારના તેણી ઉપરના તિરસ્કારથી તેણીનુ મુખ કે સર્વ અંગનુ દર્શન કરવા પણ તે કમનશીબ નિવડેલો છે. જો કે તેણીના બાપના ઘેર રહેલો તથાપિ તેણીને જોવાની તેને શુ જરૂર હતી ? પાછળથી ખબર પડતા તેણી ઉપર તિરસ્કારની લાગણી પ્રગટી નિકળી, પછીથી તેણીને જોવામા પણ પાપ છે એમ સમજી તેણીના સામુ પણ જોતો નહિ, કદાચ તે સંપૂર્ણ રીતે તેણીને ખિલતી જુવાનીમા નિહાળે, તો તેણી પ્રત્યે તેનુ મન લોભાય। તે નિ:સંદેહ છે. પરન્તુ આપણા કહેવાથી કંઇ વળવાનુ નથી, શુ થાય છે તે આગળ આપણે જોઇશુ. વિચાર તરંગમાં સપડાયેલ ચતુરદાસ યુવકનુ મન બહુજ ફાફાં મારવા લાગ્યુ, છેવટે નિશ્ચય કર્યો, કે આપણા આસરે પડેલા માણસનો નિભાવ કર્યા વગર આપણાથી કેમ ચાલશે ? જો કે માણસ ગમે તેવું છકેલુ હોય ? પણ મા બાપની

આબરૂના પ્રમાણમા તેણીને ઘરમા રાખ્યા વગર ચાલશે નહિ. મારે તો તેણીનું લેશ માત્ર પણ કામ નથી, તોપણ લોક લજ્જાના ભયની ખાતર ઘરમા રહે તો આપણને શુ હરકત છે, એવી રીતે ગંભિર મન કરી આડા અવળા વિચારો કરવા બંધ કર્યા. તરતજ ઉઠી પોતાના કામમા લાગી ગયો, સાસરા પક્ષના માણસોનો જોકે પોતાના વૃદ્ધ મુનિયોએ આદર સત્કાર કર્યો હતો, તોપણ તેઓના ખબર અંતર તેણે પૂછ્યા, સર્વને માટે સર્વ પ્રકારની ગોઠવણો કરી આપવા પોતાના નોકર ચાકરોને હુકમ કર્યો, ઘરમા પોતે દરેક કામ કરે જાય છે.પરન્તુ આપણી નાયિકા કમળા ઉપર નજર સરખી પણ કરી છોડી દીધી છે, કોણ જાણે! કયા જન્મના વેર ઉદય આવ્યા હશે અરે? આપણી તરૂણ નાયિકાને તો હવે તેને માટે ધિરજ હતી, બેચાર દિવસમા તેના દુ:ખનો અંત આવવાનો છે. બે ચાર દિવસ પસાર થયા પરન્તુ કમળા કુમારીને કાંઈ પણ અસર તેના તરફથી જણાઈ નહિ, તેણે જાણ્યુ કે આ કોઈ મક્કમ વિચારનો લાગે છે, ખેર? તેમના વિચારો ફેરવવા તે એક પલકનુ કામ છે, એટલામા સાંજની વખતે તેની સાસુ બહાર કોઈને ત્યા મલવા ગયા છે. અને ચતુરદાસ પોતાના ઘરમા આમ તેમ ફરી રહ્યો છે. ઘરમા પોતાના સિવાય કોઈ માણસ જણાતું નથી.એટલામા લગભગ આઠ વાગ્યાના સુમારે ખબર મળી કે પોતાની મા આવવાની નથી, કોઈ જરૂરનુ કારણ હોવાથી ત્યા રોકાયેલાં છે, તે સવારે આવશે, કોણ જાણે આજની રાત કેવી રીતે પસાર થશે. દૈવની બુદ્ધિમા શુ કળાતું હશે. શુ આજે તેમના ઘણા દહાડાના વિયોગનો અંત આવવાનો હશે? આજે અમૃતના મેવલા વરસવાના હશે? આજે મારો જમણો બાહુ કેમ ફરકે છે? અરે? આજે મારૂ જમણુ નેત્ર

કરે છે, તેથી શું લાભ થશે? એટલુંજ નહિ બલ્કે આજે મારાં ગાત્ર શિથિળ થયાં છે મારા જમણા દરેક અંગ સ્ફુરી રહ્યાં છે દૈવેના શું ઈરાદો હશે તે હું જાણતો નથી, પલક બાદ શું થશે, તેની માણસને ખબર પડતી નથી. એવો કોઈ સંયોગ કે કારણ નથી, કે મને સ્ત્રી સમાગમ થઈ શકે, અને કારણો તદનુકુળ જણાય છે, એ પ્રમાણેના વિચારોને વિચારતો પોતાના મહેલમાં ગોકલો બહાર જવાની તૈયારીમાં ઉભો રહ્યો હતો, એટલામાં અચાનક કંઈક કૌતુકની વાત બની? એકદમ કમળાકુમારી અંદર આવી રડવાને કુટવા જેવો ડોળ કરી નાખ્યો, દીપકની તેજસ્વી જ્યોતથી અત્યારે તેણીનું સંપૂર્ણ યૌવન તથા તેણીની સુંદર કાંતિ પ્રગટ દેખી શકાતી હતી, તેણીને જોતાજ ચતુરદાસ સડક જેવો થઈ ગયો, જેની સામે નજર પણ નહિ કરનારો આ ચાડીયો યુવક તેનું કારણ જાણવાની જીજ્ઞાસાથી તેણીની પાસે જઈ તેણીને પુછવા લાગ્યો, તેણીનો હાથ પકડી તેણીને ઉઠાડવા લાગ્યો, સ્વામીના આનંદ દાયક સ્પર્શથી જો કે તેણીને સુખાભાસ થયો, પરન્તુ અત્યારનો વખત ન્યારો હતો, અત્યારે નવીન નાટક ભજવવાનું હતું. તેણે તો કલ્પાંત કરવા માંડ્યું, વધારેને વધારે રૂદન કરવાનું શરૂ કર્યું. અરેરે? હું આપણા સગામાં જ્યાં ત્યાં ભેગી થવા જાઉં છું તો લોકો મને આંગળીયો કરી સતાવે છે હા? તમે તો ગજબ કરી દીધો છે' જ્યાં ત્યાં તમારીજ વાતો થયા કરે છે, અરેરે? તમે આ શું કર્યું, ઉત્તમ ખોળીયું અપવિત્ર કરી નાખ્યું, મેં તમારી વિચિત્ર વાત સાંભળી છે ત્યારથી મારૂં મન બહુજ ગભરાય છે, કે તમે તો ગજબ કરી નાખ્યો છે. ચતુરદાસની ચતુરાઈ આ વચનો સાંભળી નાશ પામી ગઈ, અને તેણીને વારંવાર વિનવવા લાગ્યો રાણી? કહો તો

ખરા ? શુ વાત છે, મે એવો ગજબ કશો કર્યો નથી. હુ કાંઈ પણ જાણતો નથી. પોતાનો કોમલ હસ્ત તેણીના સુકોમલ શરીર ઉપર તેણી પાસેથી વાત જાણવાની ખાતર જાણે સ્નેહથી ફેરવતો હોય તેમ ફેરવવા લાગ્યો. પરન્તુ કમળા તો કલ્પાંત કરવા લાગી અરેરે ? તમે આ શુ કર્યુ, તમે અહીયાં પેલી તરકડી જે કથા સંભળાવતી હતી, તેણીના હાથથી જમી આવ્યા, અરે ' હવે કેમ થશે. લોકો જો વાત જાણશે તો આપણને ન્યાત બહાર મુકશે, હજુ વાત ખાનગીમા છે, પણ થોડે થોડે ફેલાશે અને તેનો કડવો સ્વાદ તમારે ચાખવો પડશે, જે ઠેકાણે વાત થતી હતી, તે મારા બાપના ઓળખીતાનુ ઘર છે, હ તેમને કાકા કહીને બોલાવુ છુ, તેમને પુછવાથી તેઓએ મને કહ્યું, હવે હૂં તો તમને ફજેત કરીશ, મારાથી તમારા જેવા ભ્રષ્ટની સાથે હવે રહેવાશે નહિ એમ કહી વધારેને વધારે રડવા લાગી, ચતુરદાસના ગાત્ર તુટવા લાગ્યા, જાણ્યુ કે જો અત્યારે મનાવીશુ નહિ ને તેણી-નાથી અતડા રહી શુ તો આપણુ પોગળ ફુટી જશે. અને ઉચ્ચ કુટુબનુ ઘર પલકમા એક કોડીનુ થઇ જશે, એટલુજ નહિ પણ ન્યાત બહાર રહી જઇશુ. માટે જેમ બને તેમ કમળાને રડતી અટકાવી, કમાડ બધ કરી ઉપર સુવાની ઉમમા તેણીને ખેંચી ગયો, ત્યાં જઇને પલંગ ઉપર સુવાડી તેણીને દીલાસો આપવા લાગ્યો, અરે ? હુ તને પગે લાગુ છુ, પણ તુ કદાપિ આ વાત ફરીયા કરીશ નહિ, કેમકે હજુ કોઇ જાણતું નથી તે વાત ખરી છે, પણ જા તારા કાકાને કહી આ-વકે આપણી વાત બીજે કયાંઇ પણ કરે નહિ, તેણીની આગળ કાલા-વાલા કરવા લાગ્યો. તેણીને અનેક રીતે સમજાવવા લાગ્યો, છેવટે તેણે જણાવ્યુ કે હવે હુ તારાથી ભિન્નભાવ રાખીશ નહિ, મારો ગર્વ ઉતરી ગયો છે, આજથી તારો વીણ ખરીદેલો દાસ થઇને

રડીશ, તારૂ એક પણ વેણ ઉથાપીશ નહિ, પરન્તુ તુ કોઇને આ વાત સભળાવીશ નહિ, આજથી સમજજો કે આપણા વિયોગના દીવસો હવે પૂરણ થયા છે, તમારી અને મારી સુખી જીદગી આજથી શરૂ થઇ છે, તેણે કમલાને કેટલી કેટલી કબુલાતો આપી, છેવટે કમળાએ કબુલ કર્યું, આહાહા ? કુદરતનો ખેલ ન્યારો હોય છે પલકમા દૈવ શુ નુ શુ કરી નાખે છે માણસોની ભિન્નતા એક પલકમા દૂર કરી નાંખે છે. અને ક્ષણમા સ્નેહના બંધનને પણ તોડી નાખી ઘાટપણે વિરોધ કરાવે છે. કમળા અને ચતુરદાસનો લાબા વખતનો વિયોગ આજે દૂર થયો છે. આહા ? એક રાત એવી પણ હતી કે જે વખતે ચતુરદાસ આગળ કમળા રડતી અને કરગરતી, વિનવતી, પરન્તુ તેણીને ધક્કો મારી જે ચતુરદાસે દૂર નાખી દીધી હતી, અને આખી રાત જમીન ઉપર જેણે સુવડાવી હતી. તેજ ચતુરદાસને આજે કમળાને પગે પડવાનો વખત આવ્યો, આજે કમળાને રીજવવામાજ ચતુરદાસની આબરૂ સમાયેલી હતી, કમળાને પગે લાગવામાજ ચતુરદાસનુ હીત સમાયેલુ હતું, કમળાદેવીના વચન માત્રમાજ ચતુરદાસની જીદગી નભી રહી હતી, એટલુજ નહિ પણ તેમનું જીવતર કમળાના હાથમાંજ આવી ગયુ હતું જો અત્યારે કમળા ફજેત કરે તો ન્યાતમા ખાનદાનીનુ ઘર કોડીનુ ગણાતા વાર લાગે નહિ, અત્યારે ચતુરદાસ કમળાના ઓશીયાળા બની ગયા હતા પણ કમળા કાંઇ નફટ સ્ત્રી નહોતી, હવે તેણીનુ કામ પાર પડી ગયુ હતું, સ્વામીને હેરાન કરવાનો તેનો બિલકુલ ઇરાદો હતોજ નહિ. પરન્તુ તેને પોતાનુ કાર્ય સિદ્ધ કરવુ હતું, સતી સાધ્વીનુ કામ ઘણા લાબા દીવસે પણ સારી રીતે વિજયી નિવડયુ છે. સ્વામીના ખોળામા સુતેલી વનિતાએ આખરે સ્વામીને જીતેલો છે, તેણીનો સ્વામી અત્યારે તેના દાસ જેવો કે કિંકર જેવો થઇ

ગયો છે, તેણે પોતાના ખોળામા સુવાડી તેણીના વદન ઉપર તો પલકમા શરીર ઉપર એમ અનુક્રમે તે પોતાનો કોમળ હસ્ત સુદરીના સર્વાંગે ફેરવી રહ્યો છે, એક બુદ્ધિમાન સુદરીએ બુદ્ધિથી સ્વામીને સદાને માટે વશ બલ્કે આધિન કરી લીધો છે. અત્યાર સુધીના દુખને ભૂલી જઇ હવે સ્વામીની સોડમાં પેસી અપૂર્વ આનદનો લ્હાવો તેણીએ લેવા માડયો છે, આજથી પોતાની સુખી જીદગીની નવી શરૂઆત મડાણી છે. સસારના અમોઘ અનદનો પ્રથમજ અનુભવ થએલો જાણી તે થકી ઉપજતા અતિશય સુખથી દપતિ એક બીજામા એવા તો આસક્ત થઇ ગયાં કે તેમને જાણે ઘણા દીવસનો પરિચય હોય ! તેમ તેમનો નવીન સ્નેહ દીપવા લાગ્યો ચતુરદાસની આજ સુધીની રહેલી ખટક આ બનાવથી દૂર ખસી ગઇ, જો આટલુ થવા છતા પણ પોતાની ખટકને વળગી રહ્યો હોત, તો તેનું પરિણામ સારૂ આવત નહિ, પણ વખત આવતા કુદરત માણસના વિચારો ફરવે છે, દુખને અંતે સુખ નિર્માણ થયેલુ છે. જો સદાકાળ સુખ અને સદાકાળ દુઃખ એકજ માણસને લાગેલુ હોત ? તો સસારનું બંધારણ નભી શકત નહિ, સંસારમા કોઇ કોઇની દરકાર કોઇ રાખતજ નહિ, પોતાનુ નશીબ અજમાવવાને કોઇ પ્રયાસ પણ કરત નહિ, પરન્તુ જગતની અનોપમ લીલાનો મહિમા એવોજ છે. સર્વ કોઇને સુખદુ.ખ ભોગવવાનુજ છે. જેઓ પ્રથમ દુ.ખી છે તેઓ ભવિષ્યમાં સુખ મેળવી શકેછે, તેવીજ રીતે કમળાકુમારી અને ચતુરદાસની આખી રાત્રી સુખ શાતિમાં પસાર થઇ, એટલુજ નહિ પરન્તુ આજથી તેમના દીવસો એક બીજાની પ્રેમભરી લાગણીથી વિતવા લાગ્યા. અને એક બીજાનો સ્નેહ એવો તો દૃઢીભૂત થતો ગયો કે તેઓ એક બીજાનો ક્ષણ માત્ર પણ વિયોગ વેઠી શકતા નહિ, ચતુરદાસ

પણ પોતાના વડા મુનિમને સર્વ કારભાર સોંપી પોતે પુણ્યથી મળેલ સુન્દરી રત્નની સાથે એશઆરામમા દીવસ નિર્ગમન કરવા લાગ્યો, અનુક્રમે પોતાની વિધવા માતા અને ઉભય દંપતિએ આનંદમા કેટલાક દીવસ વ્યતિત કર્યા, એ અરસામાં કમળાએ વિચાર્યુ કે "સ્વામી જેવો તિરસ્કાર કરતા હતા તેવાજ અત્યારે આધિન થઇ દાસ જેવા થઇ ગયા છે, તે હવે સદાને માટે ઓશીયાળા થયા છે, એક દીવસે ઉભય દંપતિ એક બીજાના ગળામા હાથ નાખી મોટી આરામખુરશી ઉપર પડેલા છે, તેવામા કમળાએ વાત કહાડી કે સ્વામી ? તમારા ગામના જે જોગણી આવી કથા વાચતી હતી, ને જેણીના હાથના તમે પાચ સાત કોળીયા જમ્યા હતા, તે કોઈ નહિ પણ વ્હાલા ? જો ઓળખો તો આ તમારી દાસીજ હતી. અને આ દાસીના હાથનાજ તમે પાચ સાત કોળીયા જમ્યા હતા, પોતાની સ્ત્રીના મુખથી આ વાત સાભળતા ચતુરને બહુજ નવાઈ લાગી, તેણીને તેમ કરવાનુ શુ કારણ હતુ ? તે પુછતા તેણીએ જણાવ્યુ કે નાથ ? તેમ જો મે ન કર્યું હોત ? તો આટલો બધો તમારો પ્યાર આજે જે હુ મેળવી શકીછુ, તે મેળવવા ક્યારે પણ ભાગ્યવંત નિવડત નહિ: વળી વ્હાલા ? હુ વધારે પડદો ખોલીને તમારો શક આજે દૂર કરૂ છુ કે, તમને ફક્ત પાચ સાત કોળીયા ખવડાવ્યા તે ઉપરાત તે જોગણથી વધારે લાભ તમારી ઇચ્છા છતાં તમને મળી શક્યો નથી તમારી જોગણ સાથે ભોગ ભોગવવાની ઘણીજ ઇચ્છા હતી, પરન્તુ જોગણનુ કામ થયુ કે તરતજ તમને કાઢી મૂકવામા આવ્યા, જેમ એકાત અવસ્થામા તમો અને જોગણ એજણ છતા અને તમારી તીવ્ર ઇચ્છા છતાં, તમારો અર્થ લેશ માત્ર પણ સર્યો નહિ, તેમ ઠાકોરનો પણ તેવોજ સરેલો

સમજજો, કદાચ તમારો સર્યો હોય તો ઠાકોરનો પણ અર્થ સરે ? તમે વિચાર કરો તો જાણી શકશો કે તમે તો મારા સ્વામી છતાં પણ તમારી સાથે મેં ભોગ ભોગવ્યો નહિ, જો ભોગવત તો હરકત નહોતી, તો પણ તમને બ્હાર કાઢી મુકવા પડયા, તેમ ઠાકોરનો પણ લગારે અર્થ સર્યો નથી, તમે તરતજ નિંદ્રાવશ થઈ ગયા, પણ કદાચ જાગતા રહ્યા હોત, તો તમો જાણી શકત કે, ઠાકોરનો લેશ પણ અર્થ સર્યો નથી, હું તમને સાક્ષી રાખવા માટે લઈ ગઈ હતી, જો તમે જાગતા રહ્યા હોત, તો મારે અને તમારે આટલુ બધુ દુ:ખી થવુ પણ નહિ, પણ ખેર ! દૈવે આપણુ દુ:ખ હરી લીધુ છે, ચતુરદાસ આ સર્વ વાત સાભળી તેણીની ચતુરાઈ ઉપર આફરીન થઇ ગયો. તેને વારંવાર વખાણવા લાગ્યો, પોતાના અપરાધ માટે વારવાર તેને ખમાવવા લાગ્યો, પોતાની ગભિર ભૂલ માટે વારવાર તેણીની આગળ માફી માગવા લાગ્યો, પણ કમલાકુમારીએ કહ્યુ વ્હાલા ? એવા વચનો બોલી મને શરમાવશો નહિ, હુ તો આપની દાસી છુ. આપના ચરણની રજ છુ, તમે મારા મુગટમણિ છો, ગમે તેવી તો પણ અમો અબળા જાતિ કહેવાઈએ, પુરૂષની મહાન બુદ્ધિની તુલ્ય અમારી ગણના ક્યારે પણ ગણી શકાય નહિ પણ વ્હાલા ? હવેથી ફરીને આ દાસી ઉપર અવકૃપા કરી હેરાન કરશો નહિ આ દાસી ઉપર અહર્નીશકૃપા રાખશો વગેરે વચનનો બોલી મલકાતે મોંએ સ્વામીને આનદ અને ઉત્સાહથી અલિગન આપવા લાગી. એ રીતે બન્ને દંપતિ પોતાનો કાલ સુખમાં ગુમાવવા લાગ્યાં, આ જગતમા બુદ્ધિમાન માણસો પોતાના કાર્યમા વિજય મેળવી શકે છે પોતાને ગમે તેવુ દુ:ખ છતા ધીરજથી ઉપાય કરવામા આવે તો મહેનતનો બદલો ફિરતાર તેને અવશ્ય

આપે તે નિઃસંદેહ વાત છે, માણસને માથે ગમે તેવા સંયોગો હોય તો પણ તેણે નક્કી સમજવું કે આવા સંજોગો સદાકાલ રહી શકે નહિ. જ્યારે માણસને દુઃખ આવે છે ત્યારે દુખરૂપી કસોટીથી સંપૂર્ણ રીતે કસાતા અને તેમાથી કેટલીક જાતિનું શીક્ષણ મેળવતાં જો માણસ સંપૂર્ણ રીતે અનુભવી થાય છે, તો ભવિષ્યમા અદ્દશ રહેલા સુખને તે પાચન કરી શકે છે. જગતમાં પોતપોતાની ફરજનું પવિત્રપણે રક્ષણ કરનાર અને ન્યાય માર્ગથી વહેવાર કરનાર દુખી માણસો પણ ભવિષ્યમા સુખસંપત્તિને વરી શકે છે. વિદ્વાન અને ગુણી પુરૂષોના ગુણની કદર કરનારા અને વિદ્વાન કવિ વર્ગ વગેરેને ઉત્તેજન આપનારા, એવા ધનાઢ્ય જનો કવિવર્ગની આશિષથી સુખસંપત્તિને વરી, પોતાની કીર્તિને ઉજવળ કરી સુખશાંતિમા પોતાનું જીવન ગુજારી, જગત્ના ઉપકારને માટે તેઓની અમુલ્ય જીંદગી ઉપયોગી થાઓ ?

ૐ શાંતિ.



# અગાઉથી આશ્રય આપનાર ગ્રાહકોના મુબારક નામ.

અમદાવાદ.

૫૧ શેઠ મણીભાઈ દલપતભાઈ
૧૫ ઝવેરી મોહોલાલભાઈ મગનભાઈ
૧૦ શેઠ ડાહ્યાભાઈ મુળચંદ
૧૦ ઝવેરી વાડીલાલ મનસુખરામ
૧૦ પટેલ જેઠીમનદાસ ચુનીલાલ
૫ મા સાહેબ હીરાચંદ કકલભાઈ
૫ શા. માહાસુખરામ છગનલાલ
૫ શેઠ કેશવલાલ નથુભાઈ
૫ શા. બુધાભાઈ નાથાલાલ
૫ શા મોહોકમચંદ ખુશાલદાસ
૫ ઝવેરી ચંદુલાલ ગોકળદાસ
૫ શા નેમચંદ ગટાભાઈ
૫ શા. વાડીલાલ ભગુભાઈ
૫ શા લાલભાઈ છોટાલાલ
૫ શેઠ શનાભાઈ ચુનીલાલ
૫ ઝવેરી વિમળભાઈ છગનલાલ
૫ શા. હીરાલાલ એન્ડ ચંદુલાલ ઠાકરચંદ
૫ માસ્તર પાનાચંદ બાપુલાલ
૫ શેઠ અબદલઅલી ફીદાઅલી
૫ ઝવેરી મંગળદાસ રતનચંદ
૫ ઝવેરી ચમનલાલ બાપાલાલ
૫ ઝવેરી જગાભાઈ મનસુખરામ
૫ ઝવેરી માણેકલાલ બાલુભાઈ
૩ શા. જેસંગભાઈ ઉગરચંદ
૨ ઝવેરી માણેકલાલ બાપાલાલ
૨ ઝવેરી સોમચંદ મનસુખરામ
૨ શા. નેમચંદ ભગુભાઈ
૨ શા. પુરૂષોત્તમદાસ માણેકચંદ
૨ શા. ચમનલાલ હાલાભાઈ
૨ ઝવેરી પરશોતમ મગનલાલ
૨ ઝવેરી ચમનલાલ બાપાલાલ
૨ શા. ભોગીલાલ માહાસુખરામ
૨ શા રતીલાલ કે.
૨ શા. ચમનલાલ બુલાખીદાસ
૨ શા. અચરતલાલ ઉમેદચંદ
૨ શા જેસંગભાઈ મગનલાલ

ગલુદણ

૧૦ પંચાયત કમીટી તરફથી મુખી.
પા. નાથાભાઈ લલુભાઈ

વડોદરા

૫ શેઠ બલાભાઈ ફુલચંદ

રાશમ.

૨ મહેતા મહીપતલાલ મગનલાલ
૧ મહેતા. મણીલાલ વેલસીભાઈ

# “એક જબરી લુંટ”

## એક બાળાની ખુવાર થયેલી જીંદગી

## “પાંચ હજારનું પ્રૉમેસરી નોટ”

પ્રિય વાંચક વર્ગને વિનંતી કરવામાં આવે છે કે ઉપરના નામનુ રૌયલ ૧૬મ ફરમાનુ સુશોભિત પુસ્તક અમારા તરફથી ટુંક મુદતમાં બહાર પડશે. જેમા અગાઉથી ઘણાક સદ્‌ગૃહસ્થોએ આશ્રય આપ્યો છે. અને જેઓ આપશે તેઓના નામ આભાર સાથે મુબારક કરવામાં આવશે.

કિંમત. ૦—૨—૦

